# બંદગી અથવા ભક્તિની ફિલસુફી.




લખનાર—હીરાંબાઈ અરદેશર તાતા.

સુરત

ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસ.

૧૯૧૭

એજ લેખકનાં બીજાં પુસ્તકો.

## ૧. આદમીની શરીર રચના

યાને

## માણુશીક શરીરની બનાવટ.

૧૧૪ પાનાનું ઉપયોગી પુસ્તક.

[ચિત્રો સાથે.]

## ૨. મીસીસ એની બેઝૅન્ટ

[ જન્મ વૃત્તાંત ]

## ૩. શહેરી દરજ્જો અને સ્ત્રી કેળવણી.

નીચલી બે ચોપડીઓ થોડા વખતમાં છપાઈ બહાર પડશે.

## ૪. ફિલસુફીની નજરે મનુષ્ય જીંદગીની તપાસ.

તથા

## ૫. The Sanctity of Womanhood.

# બંદગી અથવા ભકિતની ફિલસુફી.




લખનાર—હીરાંબાઈ અરદેશર તાતા.

સુરત :

ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસ.

૧૯૧૭.

આ પુસ્તક સુરત મ્યુનિસિપલ આફીસની સામે ફ્રેઝરના દરિયા મ્હેલમાં આવેલા "ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ"માં ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ છાપ્યું છે, અને હીરાંબાઇ અરદેસર તાતાએ મુંબઇમાં "રેડ લેન્ડસ" નંબર ૧૧, ન્યુ મરીન લાઈન્સના મકાનમાંથી પ્રસિધ્ધ કર્યું છે.

# ભકિત અથવા બંદગીની ફિલસુફી.

## પ્રકરણ ૧ લું.

"More things are wrought by prayer than this world dreams of."

TENNYSON,

### બંદગીનું મૂળ.

**બંદગી** એ પ્યારનું એક સ્વરૂપ છે અને તેનુ મૂળ જ્ઞાન તથા પ્યારમાં સમાયલું છે. કુદરતનાં માલેક તરફનો ચાહ તેને માટે માનની લાગણીમાં જાહેર થાય છે, અને જ્યારે તેમાં પ્યારનો ઉમેરો થાય છે ત્યારે માણુસ આ લાગણીને બંદગી રૂપે બહાર લાવે છે. ,ખરી ભકિત અથવ બંદગી ખુદા માટે તાબેદારી અને જાતીભોગ આપવાને સૂચવે છે, અને મનુષ્ય દરજ્જાને ખરી રીતે ગ્રોગ્ય થવા માટે નીતિના સીધા માર્ગપર જવાને એક જાતનું સાધન થાય છે, જેથી બંદગી માણુસનાં મનમાં ઉત્સાહ લાવી શકે છે અને તેના જીગરમાં આશાનાં કિરણો ફેંકે છે. મનુષ્ય જાતનાં ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે અસલના જમાનામાં ધર્મને નામે, આરાધનાને કારણે, અને બંદગીને સારૂ માણુસે એક એક તરફ ધિક્કાર પ્રગટ કર્યો હતો, જેથી મોટી લડાઇઓ થઈ હતી, અને ઘણે ઠેકાણે મનુષ્ય જીવોની તેમજ માલ મિલકતની પાયમાલી થઈ હતી. કેટલેક ઠેકાણે દૂનિયામાં આરાધનાને કારણે જનાવરો અને નાનાં બાળકોની જીંદગીનો ભોગ લેવાનો રિવાજ અસલી પ્રજાઓમાં ચાલુ હતો, અને આરાધનાને નામે તરેહવાર સાધનોથી કુદરતમાં બગાડ અને નાશ લાવવાને માણસનું મન લલચાતું હતું. કોઇ વેળા બંદગીને નામનું ઘેલાપણું માણસમાં જોવામાં આવે છે, તેથી માણુસ તરીકે તેનું ઉપયોગીપણું ઓછું થઈ જવાનો સંભવ થાય છે, કારણ કે જ્ઞાન અને નીતિનાં સારાં લક્ષણો વગર એકલી ભકિત માણુસમાં ઝનુન પેદા કરે છે; એથી માણુસનાં જૂદી જૂદી જાતનાં ગુણુદોષો તરફ મોટું મન રાખવાને બની શકતું નથી. એ કારણુને લીધે આદમીમાં સહનશીલતા ઓછી થાય છે, અને ધિક્કારની લાગણીઓનું જોર વધુ થવાથી જીંદગીને હાનિ થાય છે.

## બંદગીનો ગેરઉપયોગ.

બંદગી એ અસર લાવનારૂં એક બળ સમાન છે, અને તેમાં પ્યારની અને ધિક્કારની બેઉ જાતોની લાગણીઓનો સમાવેશ થાય છે. જ્યારે એક નદીમાં પુર આવે છે અને પાણીનું વહેવું ઘણી ઝડપથી ચાલુ થાય છે, ત્યારે આજુબાજુનાં ગામો અને તેપર વસ્તા જીવોની જીંદગી જોખમમાં આવી પડે છે, અને આ પુર આસપાસ નુકસાન લાવી શકે છે; તેવી રીતે ધિક્કારની લાગણીઓથી ઉભરાતાં જીગરે જો બંદગી કરવામાં આવે છે તો તે પણ એક જાતનું જોશ માણસનાં અંતઃકરણમાં ખેંચી લાવે છે અને ઝનુનથી આ જોશને તે આડે માર્ગે વાપરી શકે છે. નદીમાં આવેલુ પુર થોડા દહાડા રહીને નરમ પડે છે, તેમ ઝનુનનો જુસ્સો પણ વખતનાં વહેવા સાથે ઓછો થતો જાય છે. હવે જો નદીનાં પાણી માટે નહેરો બનાવી હોય છે, અને પાણીને ખપમાં લેવા માટે જૂદી જૂદી નીકો અને નાળાંઓ મારફતે બહાર જવાનો રસ્તો કરવામાં આવ્યો હોય છે, તો પાણીનું જોશમાં વહેવું ફાયદાકારક થાય છે. તેનું કારણ એ છે કે આ નહેરો અને નાળાંઓ મારફતે વહેતું પાણી ખેતીનાં કામમાં આવી શકે છે, અને જીંદગીનાં પોષણ અર્થે ઉપયોગી થાય છે. નહેરો અને નાળાંઓ મારફતે ઘણી દૂરની જગ્યાઓ ફળદ્રુપ થઈ શકે છે, અને તે ઠેકાણેનાં વસ્તા જીવો માટે તંગી યા દુકાળની ચિંતા પેદા થતી નથી.

## બંદગીની અસર.

ભક્તિ અથવા બંદગીનાં બળની અસર મનુષ્યનાં સ્વભાવપર સારી રીતે લાવવાને, જેમ નદીને માટે નહેરો અને નાળાંઓની અગત હોય છે, તેમ બંદગી સાથે જ્ઞાન અને પ્યારની જરૂર પડે છે. બંદગીમાં માણસનાં સ્વભાવનાં જૂદા જૂદા ભાગોને અસર કરવાની શક્તિ ગુપ્ત રીતે રહેલી હોય છે, તેથી તે હલકી અને ઉંચી રીતે સ્વભાવપર અસર લાવી શકે છે.

ઝનુની ધર્માંધપણુ અને તે કારણે સર્વે તરફ વ્યાપી રહેલો અણુ-ગમો ધિક્કારનાં બીજ રૂપે કામ કરે છે, જે બીજાંઓને ઇજા પુગાડે છે અને જીંદગીનો નાશ લાવવાને હથિયાર થઇ પડે છે. આ અને બંદગીને નામનું ઘેલાપણું આદમીના હલકા સ્વભાવને ઉશ્કેરે છે, કારણ કે એનું મૂળ અજ્ઞાનતામાં રહેલું હોવાને લીધે તે બંદગીનું નીચલું અને હલકું

સ્વરૂપ જાહેર કરે છે. કુદરતમાં દરેક ચીજ માટે આગળની અને પાછળની બંને બાજુઓ હસ્તી ધરાવે છે, તેટલા માટે તેને લગતા ફાયદાઓ અને ગેરફાયદાઓ સાથે મોજુદ રહે છે. બંદગીનું નીચલું સ્વરૂપ એ બાબદનાં ગેરફાયદાઓ રજુ કરે છે.

## પ્રકરણ ૨જું.

"How happy is he born and taught
That serveth not another's will:
Whose armour is his honest thought.
And simple truth his utmost skill.
Who God doth late and early pray.
More of his grace than gifts to lend;
And entertains the harmless day
With a well chosen book or friend:—
This man is freed from servile bands
Of hope to rise, or fear to fall;
Lord of himself, though not of lands,
And having nothing, yet hath all."

SIR H. WOTTON.

## બંદગીનાં સ્વરૂપો.

માણસ લાગણીઓથી એક વસ્તુ, કોઇ બાબદ અથવા બીજા આદમી તરફ ખેંચાય છે, અને કુદરતી રીતે તેને લગતું સુખ મેળવવાને માણસનો સ્વભાવ સુખની શોધમાં તલપે છે. દુ:ખ આપનારી વસ્તુઓથી તે દૂર જાય છે અને સુખ આપનારી ચીજો તરફ તે ભાવથી ખેંચાય છે, જેથી તેનામાં પ્યાર અથવા તો ધિક્કાર ઉત્પન્ન થાય છે. કોઈ વસ્તુ યા બાબદ માટેનું ખેંચાણ તેનામાં પ્યારની લાગણીઓને જન્મ આપે છે, જેથી તે મેળવવાને ખુશીથી પ્રયત્ન કરે છે, અને કોઈ ચીજ યા બાબદનો અણગમો તેનામાં તે માટે ધિક્કારની લાગણીઓનો ઉભરો બહાર લાવે છે. જ્યારે કુદરતનો ધણી જે ખુદા છે તેને માટે મનુષ્યનાં જીગરમાંથી પ્યાર બહાર આવે છે, ત્યારે તેને બંદગીનું નામ આપવામાં આવે છે. અને બંદગી મારફતે કિરતારને પીછાનવાની તે કોશેશ

કરે છે. તેવી રીતે બંદગી રૂપે એક ગુરૂ યા શિક્ષક માટે અથવા કુદરતની ચઢતે દરજ્જેની શકિતઓ માટે મનુષ્યમાં પ્યાર જોવામાં આવે છે. માન સાથે પ્યારનું વહેતું કુદરત તરફ અને ગુરૂ યા શિક્ષકને માટે જ્યારે થાય છે, ત્યારે માણસમાં ખુદા યા શિક્ષક તરફની તાબેદારી બહાર જાહેર થાય છે, અને તે પોતાની જીંદગી ખુદાને યા શિક્ષકને અર્પણ કરવાને ડરતો નથી. ઇતિહાસમાં એવા ઘણા માણસોનાં દાખલાઓ નોંધાયલા જણાય છે, કે જેઓએ પોતાનાં ગુરૂને યા ખુદાને જીંદગીનું સર્વસ્વ અર્પણ કરી, તેની સેવામાં જીવન ગુજારવામાં સુખ અને જીંદગીનું કલ્યાણ થયલું સમજતા હતા. તેઓ જે જાતની બંદગીનું સ્વરૂપ પોતાનામાં દેખાડતા હતા તે બહુ ચઢતા પ્રકારનું હતું, તેથી તેઓની બંદગી ઉંચી રીતે તેઓના સ્વભાવપર અસર લાવતી હતી.

## ભકિત અથવા બંદગીમાં ભલી લાગણીઓની જરૂર.

એક બાળકની પોતાનાં માબાપ તરફની તાબેદારી જો પ્યારપર રચાયલી હોય છે તો તે મોટું થઇને વૃદ્ધ અવસ્થામાં જીંદગીનાં તેના ગમે તેવા સંજોગોમાં તેઓને તે ચાહી શકે છે, અને માનની નજરે તેઓ તરફ હંમેશાં જુએ છે. પણ નાનપણમાં ધાક અને ડરથી જો બચ્ચું બીહિને તાબેદારી કરે છે, તેના મનમાં અણગમાની લાગણીઓ પેદા થાય છે, અને વખતના વહેવા બાદ તે મોટું થઇને માબાપ તરફ સંજોગોના ફેરફાર થતાં નાલાયકી અથવા તિરસ્કાર દેખાડી શકે છે. તેવી રીતે બંદગીનું ઉંચું બળવાન સ્વરૂપ જાહેર કરવાને પ્યાર તેમાં ઘણી અગત્યની જગ્યા રોકે છે, કારણ કે બંદગીનાં મૂળિયાં અંતઃકરણમાં રોપાય છે, તેથી તેને લાગણીઓ સાથે ઘણો ઘાડો સંબંધ રહે છે. મનુષ્યમાં ચઢતા પ્રકારની શકિતઓ ખીલવવાને સારી લાગણીઓની જરૂર હોય છે, અને બંદગી માણસની લાગણીઓપર અસર કરતી હોવાને લીધે ભલી લાગણીઓ સાથે બંદગી કર્યાથી તેનાં ઉંચાં સ્વરૂપને બહાર લાવવામાં મદદ મળે છે. ભલી લાગણીઓ સાથે બંદગી કર્યાથી વિચાર શકિતને ટેકો મળે છે, અને તેમાં વિવેક બુધ્ધિનો વધારો થતાં બંદગીનું બળ મનુષ્યની જીંદગી પર વધુ પ્રમાણમાં અસર કરી શકે છે. બંદગીની ખુબી તે માણસની જીંદગી અને સ્વભાવ પર કેવી રીતે અસર કરે છે તેમાં સમાયલી છે.

## બંદગીનો સ્વભાવપર થતી અસર.

**બંદગીનું નીચલું સ્વરૂપ** માણસમાં અહંકાર, વહેમ, નિર્દયતા અને શંકા લાવે છે. અહંકારથી આદમી એમ સમજે છે કે તેણે કીધેલી ભક્તિજ માત્ર ખરી છે, અને બીજાંની બંદગી ખોટી જાતની છે, અને એવા ગર્વમાં તે પોતાને સર્વે જીવોથી ચઢિયાતો માને છે, જે જૂદાઇ ઉત્પન્ન કરનારૂં તત્વ તેનામાં વધારે છે. વહેમ અને શંકા માણસને ન ઇચ્છવા જોગ રિવાજોમાં ફેરફાર કરવાની હિંમત આપવાને સાર્મથવાન ન હોવાને લીધે તેને તુરંગી અને ચલિત બનાવે છે, જેથી જીંદગી અસ્થિર થવાનો દરેક સંભવ રહે છે. નિર્દયતા તેને ઘાતકી સ્વભાવનો બનાવે છે, જેથી તે જીવોનો નાશ કરવાને ખુશી થાય છે, અને બીજાં મનુષ્યો સાથે તે કહોરપણે વર્તવાને ખેંચાય છે.

**ભક્તિ અથવા બંદગીનું ઉંચું સ્વરૂપ** આદમીમાં સાલસાઇ, નરમાશ, સબુરી અને સહનશીલતા લાવે છે, જેથી જૂદા જૂદા મતફેરો માટે અને દૂનિયાંના માનવીઓ તરફ મોટું મન દેખાડી શકાય છે.

માણસ એક બીજાંને વહાલું લાગે છે તેનું કારણ એ છે કે દરેક જીવમાં ખુદાનું તત્વ રહેલું હોય છે, તેથી તે એક બીજાં તરફ ચાહ દેખાડી શકે છે, અને ખેંચાણ કર્તા વસ્તુઓ સુખદાયક લાગે છે તે માટે તેની સાથે જોડાણ કરવાને અને મેલાપ કરવાને જીવ આતુર રહે છે. આ જોડાણ અથવા સમાગમની વચ્ચે મનુષ્યની જીંદગીમાં જે જે મુશ્કેલીઓ યા અડચણો આવે છે તેને મહેનત લઇને દૂર કરવાને માનવી શ્રમ લેછે, કારણ કે ખેંચાણ કર્તા વસ્તુંનો સમાગમ તેને સુખ આપે છે, અને સુખની લાગણી તેની જીંદગીમાં વધારો કરે છે.

## પ્રકરણ ૩જું.

The heart of a good man is the sanctuary of God in this world.

MME. NECKER.

### ભક્તિ અથવા બંદગીનું બળ કેવી રીતે બહાર પ્રગટ થાય છે.

હજારો માણસોમાં ભકિતનું અથવા બંદગીનું બળ લાવવાને સંપૂર્ણતાને પહોંચેલા પુરૂષો, પેગમ્બરો, મહાન નરો અને સંતો વધારે ખપમાં

આવે છે, કારણુ કે માનવી ખુલ્લી રીતે ખુદાને જોઇ શકતો નથી, તેથી જ્યારે કોઈ પણ મનુષ્યમાં કુદરતના સાહેબને લગતું તત્વ અને ખુદાઈ ગુણો અને શકિતઓ વધારે પ્રમાણમાં બહાર ખીલેલાં યા જાહેર થયેલાં જોવામાં આવે છે, ત્યારે તે તરફ માણુસના જીગરનું અને મનનું ખેંચાણુ થાય છે. તેઓની દયા, પ્યાર, જ્ઞાન, ડાહપણુ અને દુઃખ ખમવાની શકિત આદમીના અંતઃકરણુમાં પ્યારની લાગણીઓ લાવે છે, જે લાગણીઓ તેઓ તરફ બંદગી અથવા ભકિત રૂપે બહાર પ્રગટ થાય છે. એવા મહાન પુરૂષોના મરણુ બાદ પણુ માનવી તેઓ તરફ માન અને પ્યારની નજરથી જુએ છે. તેનું કારણુ એ છે કે માણુસ જાતના ભલાં અને વૃધ્ધિને માટે તેઓએ પોતે નિર્દોષ હોવા છતાં ઘણી જાતનાં દુઃખો અને મુશ્કેલીઓમાંથી ફતેહમંદી સાથે પસાર થઈ, મનુષ્યની નજર સનમુખ નમુનેદાર ભલી જીંદગી ગુજારી હતી, જેનું સ્મરણુ માણુસના જીવોને લાંબો વખત સુધી તેઓ તરફ પ્યારથી ખેંચેલા રાખે છે. જ્યારે કોઇ એક મનુષ્યમાં સારા ગુણો, ભલો સ્વભાવ અને ખુદાઈ શકિતઓ ઘણાં મોટાં પ્રમાણુમાં તેના શરીર, મન, અને અંતઃકરણુ મારફતે આ દૂનિયામાં આસ્કારા થાય છે, ત્યારે તેવા મહાન નર તરફનો પ્રેમ અને ભકિત પોતાનાંમાં મનુષ્ય જીવનું સંરક્ષણુ કરવાની શકિત ધરાવે છે, તેથી મોટા સંતો અને પેગામ્બરોની હૈયાતી દરમ્યાન હજારો જીવો પોતાનો ઉધ્ધાર અને વૃધ્ધિ સહેલથી કરી શકે છે. માણુસ જાતના શિક્ષકો, વખણાયલા મહાન નરો અને ફિરેસ્તાઇ ખસલતના સંત પુરૂષો કુદરતનાં પિતા સાથે સંબંધ જોડી આપવામાં મુખ્ય મદદ કરે છે. તેઓની તરફનું આકર્ષણુ મનુષ્યની વૃધ્ધિમાં ઝડપથી વધારો કરે છે, અને માણુસ આશાવંત જીગરે તેઓનાં સમાગમમાં આવી, તેઓને પગલે ચાલવામાં સુખ સમજે છે, અને પોતાનાં શિક્ષકનું કામ તેના મરણુ બાદ પણુ ચાલુ રાખે છે. એવા ઉંચી ગતિનાં મહાન નરો કુદરતમાં મનુષ્ય જાતને માટે એક સાધન તરીકે અગત્યના હોય છે, અને જેઓની મારફતે ખુદાને ઓળખવાનું અને કુદરત સાથે એક થવાનું કામ આદમીને માટે સહેલું થાય છે.

## ભકિત સાથે જ્ઞાનની જરૂર.

પેગમ્બરે અને મહાન નરો તરફનો પ્યાર અને ભકિત આદમીનો ઉધ્ધાર કરવાની શકિત ધરાવે છે, તેનું કારણુ એ છે કે તેઓને પગલે

ચાલનારાં લોકો પોતાનામાં તેઓનાં જેવા ગુણો અને શકિતઓ લાવવાની મહેનત લે છે, તેથી જેમ બે વાજીંત્રોના તારો એકસરખા સૂરોમાં ગોઠવવામાં આવ્યા હોય, અને ચોક્કસ સૂરનાં એક વાજીંત્રનાં તારને વજાડતાં તેને મળતો આવતો બીજાં વાજીંત્રનો તાર તરતજ ધ્રુજે છે; તેમ દુનિયાનાં મહાન પુરૂષોને વખાણનારાં લોકોનાં મન અને અંતઃકરણ તેઓ તરફની ભક્તિ અને પ્યારથી ઘણી રીતે તેઓને મળતાં થાય છે. એ કારણને લીધે ખરી બંદગી અથવા ભક્તિ પોતાનામાં એજમતી બળ ધરાવી શકે છે, અને મનુષ્યની ઇચ્છાઓ ઘણી વેળા ભક્તિની મદદથી પરિપૂર્ણ થાય છે, જેના દાખલાઓ પુરાતન કાળનાં ઇતિહાસમાં ઘણા માલમ પડે છે. મહાન નરોની શ્રેષ્ટતા પિછાણ્યાથી અને તેઓની કદર બુજયાથી માનવી ભકિત ભાવ સાથે તેઓ તરફ જાનફેશાની દેખાડી શકે છે, અને કોઇ પણ જાતનાં અને દેશનાં મનુષ્યની ઉત્તમતાને ચાહવાથી માનવીને ફાયદો થાય છે. એનું કારણ એ છે કે ભકતો જ્યારે ખરાં દીલથી પ્યાર સાથે ભકિત કરે છે, ત્યારે કુદરતના કાયદા મુજબ જેની તેઓ ભકિત કરે છે, તેનામાં મળી જવાને યા તેના ગુણો અને શકિતઓ પોતાનામાં બહાર લાવવાને સામર્થવાન થાય છે. એ માટે જ્ઞાનની જરૂર પડે છે અને જ્ઞાન સાથની ભકિત માનવીને ઉત્તમ હાલતમાં લાવે છે, તેથી જેની ભકિત કરે છે તે અને ભકતમાં જૂદાઇનો અંશ રહેવા પામતો નથી. જૂદાઇનો ભાસ દૂર થવાની મતલબ એ છે કે દરેક જણમાં ઇશ્વરનું તત્વ રહેલું છે, અને જ્યારે માનવી કોઇ મહાન પુરૂષનાં સમાગમમાં આવવાને લાયક થઈ તેનો ભકત બને છે, ત્યારે તેના મન અને અંતઃકરણનાં ઇશ્વરી તત્વો અથવા ગુણોને જોર મળે છે, જેથી તેઓને મનુષ્યમાં એક ખુસ્બોદાર ફુલ માફક બહાર ખીલી આવે છે અને તેના પમરાટની તે અસર ચોમેર ફેલાય છે. માણસ જાતનાં શિક્ષકો અને મહા પુરૂષોના ઉપદેશો મનુષ્યમાં જ્ઞાન લાવે છે, અને તેઓનાં સદ્બોધોને ઉપયોગમાં લીધાથી જીંદગીનું તારણ થઈ શકે છે. એ માટે સત્સંગ અને સારી સોબતમાં રહેવાને મનુષ્યને આગ્રહ કર્યો છે, જેથી સારા ગુણો સંપાદન કરવાનું સહેલું થઈ પડે છે, અને ભકિતનું જોર વધારવાને ઉત્તમ ગતિએ પુગેલાં માણસોની હાજરી લાભકર્તા થાય છે. ભકિતનું બીજ જે પ્યાર છે તેમાં જોશ લાવવાને માટે કોઇ એક મહાન નરની ચાલુ યાદ, તેની સેવા, એકાગ્ર ચિત્તનું મનન, તેનો સમાગમ એ સર્વે આદમીમાં ઉંચો સ્વભાવ, શુધ્ધ મન અને સ્વચ્છ અંતઃકરણ

ખીલવવામાં સાધન રૂપે કામ આવે છે, જેથી જીંદગીનું સાર્થક કરવામ નડતી મુશ્કેલીઓપર જીત મેળવવાને બની શકે છે. ભકિતનો પ્યાર વધારવાને માટે અગાઉના મહા પુરૂષો એવી સલાહ આપે છે કે માણસે સ્વચ્છ જગ્યામાં, શાંત અને નમ્રતા સાથે બંદગી કરવાની જરૂર છે, અને પ્રાર્થના કરતી વખતે ન ઇચ્છિવા જોગ બૂરા વિચારોને આપણી ઇચ્છા શકિતથી દૂર કરી, ગુસ્સાની યા ખરાબ જાતની લાગણીઓને હૃદયમાં લાવવી ન જોઇએ; કારણ કે લાગણીઓ અને વિચારોની મદદથી બંદગીનું બળ આ દૂનિયામાં અસર લાવી ભકતજનોની વિનંતિ સ્વીકારવામાં આવે છે. દૂનિયાંની શરૂઆતથી એવું જણાવવામાં આવ્યું છે કે આદમ જાતની રાહબરી માટે ધર્મનાં રક્ષકો અને મનુષ્યનું તારણ કરનારા મહાન નરો હરએક ઠેકાણે અને દર વેળા આ શ્રષ્ટિની પાસ્બાની ચાલુ કરતા રહે છે. આદમી જ્યારે તેઓ તરફ મન લગાડી પ્યારથી ભકિત કરે છે, ત્યારે જેમ સૂર્યનાં કિરણો કુદરતની પેદાયશ માટે આવકારદાયક અને જીંદગીનો વધારો કરનારાં ગણવામાં આવે છે, તેમ કુદરતના રક્ષકો માનવીઓ માટે જીંદગીની રોશની બક્ષેછે.

## પ્રકરણ ૪.

"Every human being should have the means of self-culture, of progress in knowledge and virtue, of health, comfort, and happiness, of exercising the powers and affections of a man; this is slowly taking its place, as the highest social truth."

CHANNING.

## ભકિતની ખુબી.

ભકિતની મુખ્ય નેમ મનુષ્યને પુર હોશિયારી સાથે કુદરતના પિતામાં એક કરવાની, તેના સંબધમાં લાવવાની અને છેલ્લે તેમાં મળી જવાની છે. માણસમાં મનનું બળ વધારવાને અને દરેક પ્રકારની હોશિયારી લાવવા માટે જ્ઞાન લેવાની જરૂર પડે છે, અને દરેક જાતના શિક્ષકો તથા આદમ જાતના રક્ષકો તે જરૂરીયાત પુરી પાડે છે. ભકિત વગર માત્ર મનની હોશિયારી માનવીને મગરૂર બનાવી કોઇ વેળા આડે રસ્તે લઇ જાય છે, માટે મનુષ્યની જીંદગીમાં બંદગી અથવા ભકિતની અગત પડે છે અને ઉંચા પ્રકારની ખરી બંદગી સારો ભાગ બજાવે છે. ભકિતની ખુબી એ છે કે જેની માણુસ ભકિત કરેછે તેના જેવો તેને બનાવે છે, કારણ કે

માનવીના સ્વભાવ માટે ફિલસુફીમાં એમ જણાવવામાં આવ્યું છે કે તે જેની પર અને જે બાબદ માટે દૃઢ નિશ્ચયથી વિચાર કરે છે, અને પ્યારથી લાગણી સાથે ખેંચાય છે, તેના જેવો થવાનો તેને મોટો સંભવ રહેછે.

ભક્ત જ્યારે પોતાના ગુરૂને અથવા પસંદ કીધેલા મહાન નરને પોતાની આખી જીંદગી અર્પણ કરે છે, ત્યારે તેનાં કામો પણ તેના શિક્ષકને મળતાં થાય છે, અને દૂનિયાનું ભલું કરવા માટે પોતાના ધારી રાખેલા ગુરૂ માફક વર્તન ચલાવે છે, જેથી તે માણસ ધીમે ધીમે મુક્તિ મેળવવાની હાલતે પુગે છે. એ હાલતે પહોંચેલા મનુષ્યમાં ભક્તિનું બળ બહુ વધે છે, અને તે પાક તન, મન અને ખાલેશ અંતકરણનો થયેલો હોવાને લીધે તેનામાંથી સ્વાર્થનો ગુણ ઘણે દરજ્જે ઓછો થાય છે; જેથી તેનાં કામો પણ ચોખ્ખાં અને સારાં થાય છે અને તેની જીંદગી ગુરૂમાં યા શિક્ષકમાં એક થઇ જાય છે. એ વેળા તે પોતાના કરી લીધેલા શિક્ષકનું કામ આગળ વધારવાને માત્ર જીવે છે, અને મનુષ્ય જાતનાં એવા ખરા રાહબરોનું કામ દૂનિયાંને આગળ વધારવાનું અને કુલ પેદાયશને મદદ કરવાનું હોય છે.

જ્ઞાન સાથે ભક્તિ કર્યાથી માણસમાં ઘણા પ્રકારની ઉંચી ખાસ્યતો આવે છે, અને એક ભક્ત જ્યારે પોતાનું સર્વસ્વ ગુરૂને અથવા ચઢતા વર્ગની ખુદાઇ શક્તિને અર્પણ કરે છે, ત્યારે તેનામાં જો ભલા ગુણો અને સારી મનની શકિતઓ ખીલેલી હોય છે, તો વૃદ્ધિના ઉંચા પગથિયાં પર જવાને માટે, સંસાર વહેવારના કામો પોતાની ફરજ તરીકે કર્યાથી તે રફતે રફતે કુદરતમાં શ્રેષ્ટ હાલતે પુગે છે. આ ઉંચી ગતિમાં કર્મનો બાધ તેને માટે રહેતો નથી અને કર્મના ફળ ભોગવવાનું હોતું નથી. એનું કારણ એ છે કે તેના વિચારો, લાગણીઓ અને કામો એ ત્રણેનું જોડાણ દુનિયાંને મદદ કરવાને અને ભલું કરવાને માટે થયલું હોવાથી અને પોતાની આખી જીંદગી શિક્ષકને અથવા ગુરૂને અર્પણ કર્યાથી, કર્મનો બદલો તે જૂદો પોતાને માટે લેતો નથી, પણ સઘળું પોતાના આગલા જન્મોનું કર્મ રૂપી કરજ સુખ દુઃખના અનુભવમાં ખુશીથી ચુકવી દઈ, નવા કામોના બંધનમાં જવા અગાઉ બહુ સંભાળથી પોતાની વર્તણુંક ચલાવે છે. દુનિયામાં રહી સર્વેના ભલાં માટે ફરજ તરીકે કામ કર્યાથી તે પોતાના પસંદ કીધેલા ગુરૂમાં એક થઈ જવાને લાયક થાય છે, અને છેલ્લે આખી કુદરત સાથે એકદીલ થઈ મનુષ્ય જીંદગીની ઉત્તમ હાલતે પુગે છે. આ હાલત ઉંચા પ્રકારની

ખરી ભકિત અથવા બંદગીનું સ્વરૂપ છે અને માણસની નજર સનમુખ ખરી ભકિત અથવા બંદગીની ખુબી અને કિંમત દેખાડે છે.

"The heart of a good man is the sanctuary of God in this world." —MME. NECKER.

ભલાં મન અને પ્યારથી કીધેલી ખરી ભકિત દુઃખનો છેડો લાવી શકે છે, કારણ કે માનવી જ્યારે ખરાબ રસ્તે જવાનું છોડી દઈ, ભલું થવાને અને સારાં કામો કરવાને પોતાની મરજીથી ખેંચાય છે, ત્યારે તે પ્રયત્ન કરીશકે છે, જે દુઃખનો છેડો લાવવાને તેને મદદ કરે છે; અને ઘણે લાંબે વખતે તેનામાં સારા ગુણો આવે છે, જે તેની ખામીઓ અને જીવની નબળાઇઓ સુધારવાને બહુ ઉપયોગી થાય છે. ફિલસુફીમાં એવું કહેવામાં આવ્યું છે કે ભકિત દુષ્ટ માણસને પણ ઉંચી હાલતમાં લાવી શકે છે અને તેના અંતઃકરણના દુર્ગુણોને બાળી ભસ્મ કરે છે, કારણ કે માનવી જ્યારે કુદરત તરફ ઉંચી નેમોથી ખેંચાય છે, ત્યારે તેના હલકા હેતુઓ બદલાય છે અને સારી કલ્પનાઓ તેના દુર્ગુણરૂપી કલંકોને સાફ કરે છે, અને ભકિતનું બળ આદમીની ખામીઓ સુધારવામાં મદદ કરે છે. ઉંચી ભકિત માટે મક્કમ ઠરાવ અને પ્યારની જરૂર છે, અને દ્રઢ મનથી આદમી જ્યારે નિશ્ચય કરે છે ત્યારે જીંદગીની સારી વલણો લેઈ શકે છે. જેમ દુનિયાંની વસ્તુઓ મેળવવા માટે સ્વભોગ આપવો પડે છે, દરેક જાતની મુસ્કેલીઓની સામે લડવું પડે છે, અને ખંત સાથે ચાલુ મહેનત કર્યાથી તે પ્રાપ્ત થાય છે; તેની રીતે ખરી ભકિતનું બળ મેળવવા માટે ખંત, મહેનત અને સ્વભોગની અગત્યતા જણાય છે, જેથી ખરી ભકિતની પિછાન થઇ શકે છે. જેમ એક પ્યારમાં પડેલો પુરૂષ પોતાની પસંદ કીધેલી પ્રિયાને હાથ કરવાને માટે, તેના માર્ગમાં નડતી મુસ્કેલીઓ પર જીત મેળવવાને દિલથી મહેનત કરે છે, તેમ ભકિતનો પ્રેમ જ્યારે મનુષ્યના અંતઃકરણમાં પ્રગટ થાય છે, ત્યારે ભકિતના પ્રેમથી કુદરત અને તેના બનાવનાર સાથે એક થવામાં ભક્ત જન પોતાની જીંદગીનું ખરૂં સુખ સમજે છે. એવા ભક્ત જનમાં ભક્તિનો પ્યાર અત્યંત વધે છે અને છેલ્લે તે સર્વે પ્રાણીઓને એકદિલી અને પ્યારની આંખે જોતાં શીખે છે. કારણ કે તે સમજ શકિતથી વિચારી શકે છે અને લાગણીઓથી જાણી શકે છે કે કુદરતનો ધણી, જે તેની માશુક રૂપે હોય છે, તેની કરામત આ દુનિયામાં વ્યાપી રહેલી છે, તેથી તે સર્વે પેદાયશમાં મોજુદ રહે છે અને કુલ આલમ તેના નમુના રૂપે છે, માટે

તે કોઈ પણ જીવને દુઃખ દઇ શકતો નથી. એ રીતે ભક્તિ મનુષ્યના અંતઃકરણના દુર્ગુણોને દૂર કરવામાં અને દુઃખનો છેડો લાવવામાં મદદ કરે છે.

## પ્રકરણ ૫ મું.

### કુદરતમાં કાયદાનું કાર્ય.

"This life is the cradle in which we are prepared forhet life to come." JOUBERT.

મનુષ્યનો જીવ દુર્ગુણો પર જીત મેળવવાને આતુર રહે છે, પણ સુસ્ત અને મંદ બુધ્ધિ તેને એ બાબતમાં ઉલટ આપી શકતી નથી, અને દિલમાં વારંવાર તેને એવું લાગે છે કે જે નડતરો તેની જીંદગીના માર્ગમાં આડે આવે છે, તેની પર જીત મેળવવાને તેને ઉત્સાહથી કામે વળગવું જોઇએ. એ માટે તેને ગાફેલ રહેવું સજાવર હોતું નથી, કારણ કે બેદરકારીથી તેની ઇચ્છાઓમાં જોસ આવી શકતો નથી કે જે વગર તેને આગળ વધારો કરવાનું મુસ્કેલ થાય છે. માનવીનો જીવ એક ગાનાર અને વગાડનાર તરીકે તેની જીંદગીમાં કામ કરે છે, અને જેમ એક જાણીતો ગાનાર પોતાના વાજીંત્રોને નિયમીત રીતે સાફ અને સારી સ્થિતિમાં રાખવાની કાળજી રાખે છે, તેમ માણસનો જીવ દુર્લક્ષણ તરફ અભાવ દેખાડે છે અને તરેહવાર જાતની ફિકર ચિંતાથી તેના અંતઃકરણમાં પસ્તાવો લાગે છે, જે તેને એક વાર ફરી ખરી ભક્તિના સ્વચ્છ માર્ગ પર જવાને ટેકો આપે છે. એથી તેની ઇચ્છાઓ પ્રબળ થાય છે અને પોતાના શરીર રૂપી વાજીંત્રોને સાફ કરવાને અને સુધારવાને તેનો મંદ પડેલો જીવ જાગૃત થાય છે. એ માટે કોઇએક મહાન નરને નમુના રૂપે શિક્ષક દાખલ કલ્પનામાં રાખ્યાથી મનુષ્ય જીવને ફાયદો થાય છે. અને જીવ માટે આગળ વધવાનું કામ સહેજ સહેલું થાય છે. તેનું કારણ એ છે કે જીવને જૂદી જૂદી જાતના શરીરો વળગેલાં હોય છે, જે તેના પહેરણની ગરજ સારે છે, અને જેમ માણસની જીંદગીમાં જૂદા જૂદા પોશાક અને વસ્ત્ર ખપ આવે છે, તેમ જીવને આ શરીરો હથિયાર તરીકે યા જૂદા પ્રકારના વસ્ત્રો તરીકે કામ આવે છે. માણસની જીંદગીમાં રૂના બનાવેલાં સુતરાઉ કપડાં, ગરમ અને રેશમી લુગડાંઓનો જૂદે જૂદે વખતે ખપ પડે છે તેમ જીવને માટે જૂદા જૂદા પ્રકારોનું કામ આ શરીર રૂપી વસ્ત્રો કરે છે. મનુષ્ય જીંદગીમાં એકનું

એક જૂનું કપડું આ દૂનિયામાં પહેરવાને માનવીનો જીવ ખેંચાતો નથી. પણ વારંવાર નવાં અને સારી જાતના લુગડાં પહેરવાને તેને ભાવે છે, તેમ જીવ પણ જીંદગીની ચઢતી સ્થિતિ લાવવાને પોતાના જૂદાં જૂદાં શરીર રૂપી લુગડાંઓને વારંવાર બદલવાને ચાહે છે. જેમ માણસ પોતાને લાયકના પસંદ પડતાં વસ્ત્રો અંગને બંધબેસતાં સીવાડી પહેરે છે, તેવી રીતે જીવ ચાલુ જીંદગી દરમ્યાન પોતાની ઇચ્છાઓ, લાગણીઓ અને વિચારોથી તેને મળતાં આવતાં શરીરોને પોતાને લાયકનાં અથવા બંધબેસ્તાં કરે છે, જે કામ કરવાને તેને ઘણો લાંબો વખત અને મહેનતની જરૂર પડે છે. એ માટે તે કિરતાર કુદરતનું કામ નિયમસર ચાલુ રાખે છે, અને ઘણા પુરાતન કાળથી આ ભૂમિપર મનુષ્યો જૂદી જૂદી ઢપે જીવન ગુજારે છે, અને પોતાનું ધારેલું કામ પાર પાડવાને વારંવાર આ દૂનિયાંની મુલાકાત લેવી પડે છે; કારણ કે મનુષ્ય તરીકેની ઉત્તમ સ્થિતિએ પહોંચવાને ઘણી જાતનાં પ્રયત્નો કરવા પડે છે, જેથી તેમાં ઘણો લાંબો સમય વહી જાય છે, અને માણસનો જીવ સારી ચઢતી હાલતમાં જવાને તલપે છે, તેટલા માટે જીવને વારંવાર જન્મ લેવો પડે છે. એ સબબો માટે ફિલસુફીમાં મનુષ્યને એક મુસાફર તરીકે આ દૂનિયામાં ગણવામાં આવ્યો છે, અને આ સૃષ્ટિ કે જેમાં માણસ અમુક વખત સુધી પોતાનું મુકામ કરે છે તેને એક મુસાફરખાનાં તરીકે ચિતારી છે. ચાલુ જીંદગીની કોશેષો ભવિષ્યની નવી જીંદગી માટે કારણો થાય છે, અને એવાં ઘણી જાતનાં કારણો મનુષ્ય જીવે આ દૂનિયાંની મુસાફરીમાં પોતાને માટે એકઠાં કર્યાં હોય છે. કુદરતનો કાયદો સર્વે ઠેકાણે કામ કરે છે, તેથી તે કાયદાની રૂએ આ એકઠાં થયલાં અને ચાલુ હંમેશ થતાં કારણો તેને લગતી અસરો મનુષ્ય જીંદગીમાં લાવે છે, જે અસરોનાં પરિણામ તરીકે માનવીનો જીવ સુખ દુઃખનો અનુભવ લે છે. એથી જીવને શરીર રૂપી પહેરણોમાં ફેરફાર કરવાનું બની શકે છે, અને ચાલુ જીંદગીમાં બીજાં ઘણી જાતનાં સારાં નવાં કારણો તે બનાવી યા પેદા કરી શકે છે, અને ઘણી વાર આ દૂનિયાની મુલાકાત લઈ પોતાની લાગણીઓ અને વિચારોમાં માફક આવતો સુધારે કરે છે.

કુદરતની રચનામાં આ શરીર રૂપી જીવનાં વસ્ત્રો અગત્યનો ભાગ બજાવે છે, કારણ કે કુદરતને પિછાણવાને માટે અને તેને લગતું જ્ઞાન લેવાને માનવીની દેહ ઉત્તમ ગણાય છે. એક મશહુર ગાનાર યા વગાડનાર ભાગેલાં અથવા હલકી જાતનાં વાજીંત્રોપર શ્રેષ્ટ રીતે પોતાનું ગાયન

તેની ગમે તેટલી હોશિયારી છતાં રજુ કરી શકતો નથી, પણ સારૂં ગાયન વગાડવા માટે તેને ઉંચી જાતનાં અને સારાં વાજીંત્રો રાખવાં પડે છે, અને ગાયન પ્રમાણે તેઓને ચોકકસ સૂરોમાં રાખવાની તેને સંભાળ લેવી પડે છે. તેવી રીતે મનુષ્ય જીવનાં શરીર રૂપી પહેરણોને જતનથી ઉછેરવાની સંભાળ લેવાની છે, અને એ કારણને લીધે જેમ સાધારણ રીતે કોઇ પણ માણસને મેલાં લુગડાં પહેરવાનું પસંદ પડતું નથી, તેમ મનુષ્યનાં જીવને કુદરતી રીતે અસ્વચ્છ શરીર રૂપી પહેરણો રાખવાનું ગમતું નથી. ચાલુ જીંદગીમાં ભલી લાગણીઓમાં વધારો કર્યાથી રૂનાં બનાવેલાં સુતરાઉ કાપડ માફક તે જીવને રાહત બક્ષે છે, અને સારી જાતની ખુશાલીની ઠંડક તેને પુગાડે છે. મનની સારી વલણો અને ઉમદા શુધ્ધ વિચારો ગરમ વસ્ત્રો માફક તેની જીંદગીમાં ગરમી લાવે છે, જે જીવન શક્તિનો વધારો કરે છે અને ચપળ બુદ્ધિની રોશની બક્ષે છે. જ્યારે આ બેનું જોડાણ માણસની જીંદગીમાં થાય છે, ત્યારે મનુષ્ય દેહ મારફતે ખુદાઇ અથવા મિનોઇ શક્તિઓનું બહાર જાહેર થવાનું સહેલું થાય છે.

"If industry creates, it is the law which preserves; if, at the first moment, we owe everything to labour, at the second, and every succeeding moment, we owe everything to the law."

JEREMY BEUTHAM.

કુદરતમાં કાયદો કામ કરે છે તેથી માણસનો જીવ આ શરીરરૂપી પહેરણોમાં ફેરફાર કરી શકે છે, અને જો આ ફેરફાર જીવનાં વધારાને માટે લાવવામાં આવે છે, તો શરીરોની મલિનતા દૂર થઈ શકે છે અને જેમ મેલાં કપડાંને ભઠ્ઠીમાં નાખી ધોવાથી તેના ડાઘો સાફ થાય છે, તેમ જ્યારે માનવીનો જીવ આ દૂનિયાંની ભઠ્ઠીમાંથી પસાર થાય છે, ત્યારે તેના જીવને વળગેલાં શરીરોની ખરાબ મલિનતા સાફ થઇ તેઓ શુધ્ધ થઈ શકે છે. દૂનિયાંની ભઠ્ઠીમાં જીવને માટે અનેક જાતની હાલતો રજુ થાય છે અને સરદી, ગરમી, સાલેસાઇ, ક્રોધ, ગરીબાઇ, હલકો ઉંચો દરજ્જો, તાબેદારી, ખુશામત, ધન, દોલત એ સર્વેની જૂદી જૂદી અસરો થાય છે, અને તેનો ભેળસેળવાળો સામટો અરક પરિણામમાં જીવને જૂદા જૂદા ગુણો અને શકિતઓ તરીકે મળે છે. જીવનાં ભલાં અને વધારાને માટે એ જાતનો ફેરફાર અગત્યનો માલમ પડે છે અને તે કુદરતના કાયદાને આધારે થઇ શકે છે. જો કુદરતમાં કાયદાની હસ્તી ન હતે તો કોઇ પણ જાતનો ફેરફાર લાવવાને મનુષ્ય સામર્થવાન થને નહિ.

## પ્રકરણ ૬ ઠું.

### બંદગીનો હેતુ.

કુદરતનાં કાયદાને આધારે એ રીતે તપાસતાં :માલમ પડે છે કે ખરી ભકિત અથવા બંદગી માણુસની લાગણીઓ અને વિચારોને શુધ્ધ કરી શકે છે, અને તેને લગતાં શરીરોની મલિનતા દૂર કરવાની શકિત ધરાવે છે. આ જગતમાં જેમ નક્કર, પ્રવાહી અને વાયુરૂપી પદાર્થો પોતાને લગતું જૂદુ જૂદુ કામ બજાવે છે, તેમ ફિલસુફીમાં એ રીતે જણાવવામાં આવ્યુ છે કે મનુષ્ય માત્ર મનની મારફતેજ વિચાર કરી શકે છે, અને લાગણીઓ પ્રગટ કરવાનાં હથિયાર તરીકે તેને લાગણીનું શરીર આપવામાં આવ્યુ છે; આ બેઉ શરીરો જૂદા જૂદા પદાર્થોનાં બનેલાં છે; કારણ કે તેઓનાં કામો પણ જૂદાં છે. હાલનુ વિધા શાસ્ત્ર જણાવે છે કે સૂર્યની ગરમી આ પૃથ્વી પર લેવાને માટે આપણે એક હવા કરતાં પણ બારીક અને અદ્રસ્ય તત્વ જેને ઇથર કહે છે તેનાં આભારી છીયે, કારણ કે તે તત્વને કુદરત સૂર્યનાં કિરણો નીચે લાવવાને માટે સાધન યા હથિયાર તરીકે વાપરે છે. આ અદ્રસ્ય પદાર્થ પોતાનું કામ આપણને ખુલ્લી રીતે ન જણાય તેમ બજાવે છે, પણ કુદરતની પેદાયશ માટે તે ચોકકસ રીતે કામે લાગે છે. તેમ મનનો અને લાગણીનાં શરીરોનો પદાર્થ ખુલ્લી રીતે જણાતો નથી, તે છતાં મનુષ્ય જીવ માટે તે ચોકકસ રૂપનું પોતાનું કામ કરે છે, અને જીવતી વેળા માણુસ વિચાર કરવાને, વિવેક બુધ્ધિથી ખરૂં ખોટું પારખવાને, તર્ક શકિતથી અનુમાન કરવાને અને ધારણા તેમજ કલ્પનાઓ પર મનન કરવાની શકિત મનની મારફતે દેખાડે છે, આ દૂનિયાંને લગતી દિલગીરી અને ખુશાલીની લાગણીઓ, અનેક તરેહની ઇચ્છિાઓ, વાસનાઓ, એ સર્વે મનુષ્ય લાગણીનાં શરીર મારફતે બહાર પ્રગટ કરી શકે છે, જેમ નકકર પદાર્થ કરતાં પ્રવાહી અને વાયુ પદાર્થો બારીકી અથવા સૂક્ષ્મતામાં ચઢતા છે, તેમ લાગણીઓ જે પદાર્થ મારફતે પ્રગટ થઈ શકે છે તેના કરતાં મનને લગતો પદાર્થ વધારે બારીક અથવા સૂક્ષ્મ છે. હાલનું વિદ્યા શાસ્ત્ર જણાવે છે કે હવા અથવા વાયુ સર્વે ઠેકાણે પ્રવેશ કરે છે અને આખા જગતમાં તે પ્રસરી રહેલી છે. તેવી રીતે મનનો પદાર્થ બારીકીમાં વધુ ચઢતો હોવાને લીધે તે સર્વે સ્થળે પ્રસરીને રહી શકે છે, અને આ સૃષ્ટિની કરામત અને પેદાયશ માટે એવું કહેવામાં આવે છે કે તે

કુદરતનાં પિતાનાં વિચારો છે, અને તે સાહેબનાં મનની ક્રિયા શકિતનું બળ આ જગત દેખાડે છે. એ પ્રમાણે માણસ પણ પોતાની જીંદગીમાં દરેક જાતની શકિતનું બળ મન મારફતે જાહેર કરે છે, અને તેનું મન તેની આખી જીંદગી અને શરીરોમાં પ્રવેશ કરે છે. લાગણીઓ અને વિચારો વિજળીક ઝડપે મનુષ્યની જીંદગીમાં કામ કરે છે, અને તેઓની આવજાવ કરવાની શક્તિની વેગ બહુ ઝડપી માલમ પડે છે, કારણ કે પદાર્થની રચનામાં જે પદાર્થ વધુ જાડો અને નકકર હોય છે, તેની પ્રવેસ કરવાની શક્તિ કુદરતનાં કાયદા મુજબ થોડી હોય છે, અને તે પદાર્થનાં વેગની ગતિ પણ બહુ ધીમી હોય છે. આ જગતનાં પદાર્થમાં જૂદા જૂદા તબક્કાઓ અને હાલતો જણાય છે, અને તેને અનુક્રમમાં જૂદી જૂદી ઢપે ગોઠવવામાં આવ્યા હોય એમ લાગે છે, તેથી નકકર, પ્રવાહી અને વાયુ કરતાં ચઢઢ ઉતર તબક્કાનું ઇથિર વધુ ઝડપી ગણાય છે, અને તેની હાજરી સર્વે ઠેકાણે આ જગતમાં પ્રસરી રહેલી ગણવામાં આવે છે. ઇથરથી ચઢતા પદાર્થો લાગણીઓ અને મનનાં હોય છે તેથી તેની અગત્યતા મનુષ્ય જીંદગીમાં વધુ માલમ પડે છે અને એ કારણને લીધે મન તથા લાગણીઓ વગરનું માત્ર શરીરનું ખોખું માનવીને માટે નકામું થઇ પડે છે. એ ઉપરથી આપણને માલમ પડે છે કે ખરી ભક્તિ મનુષ્યની જીંદગીને લગતાં હલકાં તત્વોને દૂર કરી તેની જગ્યાએ ઉંચી ખાસ્યતો અને ભલાં મનની સારી શક્તિઓ લાવવાનું બળ ધરાવે છે.

કુદરતી રીતે માણસ દુઃખની વખતે કોઈ જાતની મુસ્કેલી અને આફતની વેળા બંદગી કરવાને લલચાય છે, અને કરગરીને ખરાં દિલથી ઇશ્વરની પ્રાર્થના કરે છે. એવા બારીક સમયમાં તે કુદરત તરફ નેધાહ પહોંચાડે છે અને ખુદાની મદદ મેળવવાને ખાહેશ રાખે છે. તેનું કારણ એ છે કે ગરજ અને તંગીની વખતે માણસનું જીગર ઇશ્વર સાથે સંબંધમાં આવવાની આરજુ દેખાડે છે, અને બંદગીથી તે કામ સહેલું થાય છે. ભકિતનું કામ ખુદા સાથે હોવાને લીધે તે માનવીનાં જીવને અંતઃકરણની મારફતે તે તરફ ખેંચે છે, અને જો કોઈ એક જણે આખી જીંદગી સુધી બંદગી ન કરી હોય તે છતાં જીંદગીમાં એવી ઘણીએક અમુક ઘડીઓ આવી મળે છે, જ્યારે ખુદાનો આશરો માંગ્યા વગર માનવીને ચાલતું નથી અને તે આશરો મેળવવાનું એક સાધન ખરી ભકિત અથવા બંદગી છે. માણસ પોતાનાં અને બીજાનાં અનુભવપરથી ખાત્રી કરે છે

કે બંદગીની મારફતે જીવને માટે શાન્તિ અને આનંદ તે મેળવી શકાય છે, તેના જીવની નબળાઇઓપર જીત મેળવવાને ખેંચાય છે, અને પુરાણા કાળથી દુઃખ અને આફતો દૂર કરવાને તેનો ઉપયોગ કરવામાં આવે છે. ઇતિહાસમાં એવા ઘણા સત્તાવાર દાખલાઓ નોંધાયલા છે, જેમાં પરગજુ માણસોએ માત્ર ભકિત અને સાચ્ચી પ્રમાણીક જીંદગીનાં બળે જીંદગીની જરૂરીયાતો બીજાંને પુરી પાડી છે, વખતસરની મદદ ખરાં એકીનથી કરેલી બંદગીએ મેળવી શકયા છે, અને પરમાર્થી ખાતાંઓનો નિભાવ કરવાને પૈસાની મદદ લોકો તરફથી વગર માંગવે માત્ર ઇશ્વર તરફના ચાહ અને એકીનથી કરેલી ઇશ્વર સ્તુતિ મારફતે મેળવી શકયા હતા.

## પ્રકરણ ૭ મું.

## બંદગીનો ફાયદો મેળવવા માટે જોઇતી લાયકાત.

ભકિત અથવા બંદગીનો ખરો ફાયદો માણસ પોતાની લાયકાતો મારફતે મેળવી શકે છે. જૂદી જૂદી જાતની મનની શકિતઓ ખીલવવાને તેને મહેનત કરવી પડે છે, અને મનુષ્ય જીંદગીને લગતા સદ્‌ગુણોપર અમલ કરવાને તેને અનેક જાતનો રંજ ઉઠાવવો પડે છે.

"As gold is tried by fire,
So a heart must be tried by pain."

ADELAIDE A. PROCTER.

જેમ ચોખ્ખાં સોનામાંથી જીવને ખુશી લાગે તેવા સારા પહેરવા લાયકનાં દાગીનાં બનાવી શકાય છે, અને તે માટે સોનાંને પહેલે સાફ કરવાને સારૂ ભઠ્ઠીમાં ગાળવું પડે છે, તેમ મનુષ્ય જીવને દુઃખ અને મુશ્કેલીમાંથી પસાર થવું પડે છે, જેથી તેના જીવને વળગેલો કચરો સાફ થાય છે, અને જીવ ધીમે ધીમે ચોખ્ખાં સોનાં માફક સ્વચ્છ નિર્મળતાનો ઝળકાટ મેળવી શકે છે. સર્વે જાતનાં મનુષ્યો માટે વેદનાં, ફિકર, ચિંતા, આફતો, અને મુશ્કેલીઓ જીંદગીનાં માર્ગમાં નડતી હોવાને લીધે કુદરતને અપક્ષપાત રીતે કામ કરતી જણાવવામાં આવી છે.

"Nature paints for all the world,
Poor and rich together."

RUSKIN.

કુદરતનું કામ કાયદાપર રચાયલું હોવાને લીધે તેણીની પેદાયશ માટે સુખ દુઃખ નિર્માણ થઇ શકે છે, અને મનુષ્ય જાતનો વૅગ કુદરતમાં ચઢતો દરજ્જો ભોગવતો હોવાથી તેનેથી ઉતરતે દરજ્જેની કુદરતની

ઉત્પત્તિ પર સરદારી ભોગવી શકે છે. પણ જેમ એક લશ્કરનો સરદાર પોતાની વર્તણુક, બુદ્ધિનુ બળ અને ભલા ગુણોથી લશ્કરનાં બળ અને ઉપયોગમાં વધારો કરી શકે છે, તેમ માણસ એક સરદાર તરીકે કુદરતમાં હકુમત ભોગવતો હોવાથી બીજી પેદાયશો માટે ખપમાં આવી શકેછે. સરદારનાં ઓધ્ધાની ઉમેદવારી કરનારને માટે અનેક જાતની મનની અને અંતઃકરણની લાયકાતો જરૂરની ગણવામાં આવે છે, તેના શરીરનાં બાંધાની પુરતી તપાશ લેવામાં આવે છે, અને ઘણી જાતની કસોટીમાંથી પસાર થયા પછી તે આ ઉંચી પદવી ભોગવે છે. ઉમેદવાર એકદમ એક તડાકામાં સરદારની પદવીએ પહોંચતો નથી, પણ પાયરી દર પાયરી ચઢે છે, જેથી તેના જ્ઞાનમાં અને શકિતઓમાં વધારો કરી શકે છે. તેવી રીતે માણસની જીંદગીમાં ચહડ ઉતર દરજ્જેના તબકકાઓ ગોઠવાયલા માલમ પડે છે, જેથી મનુષ્ય જીંદગીની લાયકાતો ખીલવવાને બની શકે છે. એક સરદારનાં સારા ગુણો અને લાયકાતોથી તેના હાથ નીચેનાં લશ્કરનો પ્યાર જીતાય છે, અને લશ્કર આફતની વખતે સરદાર તરફ વફાદારી દેખાડવાને તૈયાર થાય છે, અને તેની સાથે મરવાને યા જીત મેળવવાને રાજી હોય છે. એ પ્રમાણે ખરી ભકિત અથવા બંદગીનો ફાયદો મેળવવાને માનવીને તાલીમ લેવી પડે છે. અને મનુષ્ય જીંદગીની શ્રેષ્ટતા બહાર લાવવાને અનેક જાતની લાયકાતો માટે રંજ ઉઠાવવો પડે છે. એક ભકત જયારે પોતાનાં ગુરૂ યા ઓસ્તાદ તરફ વફાદારી દેખાડે છે અને તેને માટે ઘણી જાતના હાંદેસાઓ ખમવાને તૈયાર થાય છે, ત્યારે તે પોતાનાં સુખ દુઃખની દરકાર કરતો નથી અને દીલોજાનથી તે પોતાનાં ગુરૂને રાજી રાખવાને, તેની સેવા કરવાને અને તેના કામમાં હમશરીક થવાને ખુશી થાય છે. એ રીતે આપણે મનુષ્યોમાં માત પિતા તરફનો ભકિત ભાવ, કુદરત તરફનો ચાહ, ઇશ્વર માટે ફિદાગીરી, કુટુંબ કબીલાનો ભાવ, કામ અને દેશ માટે પ્રિતી અને ભકિત ભાવ જોઇએ છિયે. એથી મનુષ્ય અનેક જાતનાં કામમાં રોકાયલું રહે છે, અને ખરી ભકિત આયંદે માણસને જન સેવા અને જગતનું ભલું કરવાનાં કામમાં પોતાનો ભાગ આપવાને શીખવે છે.

"Life is given to no man as a lasting
possession, but merely for use."

LUCRETIUS.

માણસ કુદરતનાં ખપમાં આવી શકે છે તેનું કારણ એ છે કે તે

ખુદા સાથે વધુ પ્રમાણમાં પોતાનો સંબંધ જોડી શકે છે. અને ફિલસુફીમાં એમ જણાવ્યું છે કે ભલાં, બાહોશ અને સદગુણી માણસો આ દુનિયામાં ઇશ્વર સ્વરૂપ ગણાય છે, કારણ કે તેઓ પોતાનાં ઉંચા વીચારો, સારાં વચનો અને ભલાં કામોથી કુદરતના કામમાં નડતર લાવતા નથી, પણ કુદરત સાથે સમાધાની રાખી તેણીનાં દુનિયાનાં વધારાનાં કામમાં સામેલ થાય છે. ખુદાનો અંશ કુદરતની દરેક પેદાયશમાં રહેલો હોય છે, પણ મનુંષ્યમાં તે વધુ પ્રમાણમાં બહાર આવેલો છે, તેથી માણસ જો ચાહે તો યોગ્ય લાયકાતો મેળવી શકે છે અને ઘણી રીતે કુદરતને મદદ કરવાનુ તેનાથી બની શકે છે.

## બંદગી અથવા ભકિતમાં રહેલી ગુપ્ત શકિતનો ભેદ.

"Man's use and function are, to be the witness of the glory of God, and to advance that glory by his reasonable obedience and resultant happiness."

RUSKIN.

આ દુનિયામાં માણસ પોતાના વિચારો વાચા યા શબ્દો મારફતે દર્શાવી શકે છે, અને એવા બેહદ શબ્દોથી એક ભાષાનું બાંધુ ગોઠવવામાં આવે છે. મનુષ્યમાં વાચા શકિત પ્રગટ થયલી હોવાને લીધે તે પોતાના વિચારો અને લાગણીઓ ભાષા અથવા શબ્દો મારફતે જાહેર કરી શકે છે. એ વાચા શકિતને લીધે તે જ્ઞાન મેળવી શકે છે, અને જીંદગીની જૂદી જૂદી હાલતોનું બયાન કરવાને બને છે, જેથી તે અનેક જાતની વિદ્યા હુન્નરનું જ્ઞાન મેળવવાને અને સુખ દુ:ખનાં અનુભવનું વર્ણન કરવાની શકિત ધરાવે છે. બંદગીમાં પણ ભાષાનો ઉપયોગ કરવામાં આવે છે, અને બંદગીની ભાષાને ફિલસુફીમાં મિનાઈ વાણીઓ, પવિત્ર શબ્દો, આકાશી ગાયનો અને મંત્રો તરીકે ગણવામાં આવે છે. ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે પુરાણી બંદગીના રચનારા ભલાઇ અને પવિત્રાઇમાં આગળ વધેલા પરમાર્થી જાણીના મહાન નરો હતા, જેઓ કુદરતનાં કાયદાનું બારીક જ્ઞાન ધરાવતા હોવાથી બંદગીની રચનામાં મનુષ્ય જાતને ફાયદો કરે તેવા કુદરતનાં અમર નિયમોને સમાવતા હતા; અને આખી કુદરતનું કામ આગળ વધારવાને જે મિનોઇ શકિતઓ ઇશ્વર સાથે કામમાં રોકાયલી હોય છે, જેને ધર્મમાં અમશાસ્પંદો, યજદો, ફિરેસ્તાઓ, દેવતાઓ, અને મનુષ્ય જાતનાં રાહબરો તરીકે પિછાણવામાં આવે છે, તેઓની જૂદી જૂદી જાતની કામ કરવાની શકિતઓ અને ગુણોનું વર્ણન કરવામાં આવ્યું હોય

છે.' એથી માણસ કુદરતનો વહિવટ પિછાણી શકે છે, અને પોતાની જીંદગીમાં કુદરતનાં કાયદાનું જ્ઞાન ઉપયોગમાં લઈ જરૂર પડવે જીંદગીના કારોબારમાં ઉપાયો લેઈ શકે છે, અને મુશ્કેલ વખતમાં કુદરતની ભલી શકિતઓની મદદ મેળવવાને સામર્થવાન થાય છે.

હાલનું વિદ્યાશાસ્ત્ર વાચા અથવા આવાજ માટે જણાવે છે કે તેમાં ત્રણ જાતની શકિતઓ રહેલી છે. આવાજમાં આકાર ઉત્પન્ન કરવાની શકિત હોય છે, અને તે વિદ્વાનોએ અખતરા કરી સાબેત કર્યું છે. આવાજમાં જેમ ઉત્પન કરવાની શકિત છે તેમ તેનામાં નાશ કરવાની પણ શકિત રહેલી હોય છે, એ કારણને લીધે એક પૂલ પરથી જયારે મોટા લસ્કરની એક ટોળીને પસાર થવાનું હોય છે, ત્યારે સઘળા માણસો સાથે કવાયતની ટપે એક વખતે કુચ કરી શકતાં નથી, કારણ કે લસ્કરનાં એક સરખી રીતે સાથે ચાલવાથી જે જાતનો આવાજ થાય છે તે મોટા જબરદસ્ત પલને તોડી નાખવાની શકિત ધરાવે છે. ત્રીજી શકિત આવાજમાં રક્ષણ અથવા બચાવ કરવાની હોય છે, જેનો પૂરાવો ધર્મ મારફતે મળી શકે છે. જરથોસ્તી ધર્મમાં અહુનવર અથવા યથા અહુ વઇરિયોની બંદગીને બચાવ કરનારી, આફતની વેળા રક્ષણ આપનારી, હિમત અને કૌવત બક્ષનારી ગણવામાં આવી છે. હિન્દુ ધર્મમા પણ એક પવિત્ર ઉત્તમ શબ્દ પ્રણવ જણાવવામાં આવ્યો છે, જેનો ભાવ સમજીને સારી નેમ સાથે બરોબર ઉચ્ચાર કર્યાથી જીંદગીનો બચાવ થઈ શકે છે અને કુદરતની ભલી શકિતઓની મદદ મેળવી શકાય છે. ક્રિશ્ચીયન ધર્મમાં પણ **શબ્દ**ની ઉત્તમતા માટે આ પ્રમાણે જણાવ્યુ છે:

"In the beginning was the Word and the Word was with God, and the Word was God."

ફિલસુફી પ્રમાણે બંદગીની રચનામાં આવાજનાં કાયદાને ઉપયોગમાં લેવામાં આવ્યો હોય છે, અને આવાજનો કાયદો જૂદી જૂદી સંખ્યાઓની ધ્વનીઓ અથવા આંદોલનપર આધાર રાખે છે. ચઢ ઉતર સંખ્યાની ધ્વનીઓ અથવા આંદોલનનાં પ્રમાણ પ્રમાણે તેઓ અનેક જાતનાં રંગો કુદરતમાં ઉત્પન્ન કરી શકે છે, અને અજવાળાંના રંગ બેરંગી કિરણો ચઢ ઉતર દરજ્જેની અનેક સંખ્યાઓની ધ્વનીઓ હોય છે, જે સૂર્યનાં કિરણોનાં જૂદી જૂદી જાતનાં સાત રંગોમાં જણાય છે. એટલા માટે જ્યાં અવાજ હોય છે ત્યાં ચોકસ સંખ્યાની ધ્વનીઓ અને તેને મળતો આવતો રંગ સાથે મોજુદ રહે છે, ફિલસુફીમાં જગતની પેદાયશનાં મૂળ તરીકે ધ્વનીઓને

ગણવામાં આવી છે, અને અનેક ચોક્કસ સંખ્યાની ધ્વનીઓ તેને મળતો આવતો રંગ અને આકાર ઉત્પન્ન કરી શકે છે, તેથી જ્યાં આકાર હોય છે ત્યાં તેને લગતી ચોક્કસ જાતની ધ્વનીઓ અને રંગો તેના મૂળમાં રહેલા છે, એમ જણાવવામાં આવ્યું છે.

બંદગીની માથ્રવાણી આ સર્વે કાયદાઓને ધ્યાનમાં લેઈ જે રચવામાં આવે તો આવાજમાં રહેલી ગુપ્ત શક્તિ બંદગી મારફતે પોતાનુ કાર્ય કરી શકે છે. બંદગી જે ભાષામાં રચાયેલી હોય તેનો અર્થ ન સમજવા છતાં પણ, માત્ર ભલી નેમથી બંદગીનાં મંત્રો અથવા માથ્ર વાણી ભણ્યાથી અથવા ગાયાથી આવાજ વિદ્યાનાં કાયદાને આધારે માણસ તેનો ફાયદો મેળવી શકે છે.

બંદગીનો અર્થ સમજીને કર્યાથી મન શકિતને જોર મળે છે, કારણ કે બંદગીનો અર્થ અથવા સાર જાણ્યાથી મનને વિચાર કરવા માટે ખોરાક મળે છે, અને સામાન્ય રીતે બંદગીમાં સારા ઉમદા વિચારોનો સમાવેશ થયલો હોવાને લીધે સમજીને બંદગી કર્યાથી વધુ લાભ થાય છે. અને સમજીને બંદગી કર્યાથી તે માનસીક ભુવન-બેહેસ્ત-ઉપર અસર કરે છે. જ્યારે બંદગી ભાષાનો અર્થ સમજ્યા વગર કરવામાં આવે છે ત્યારે માણસ માત્ર આસ્થા રાખી ઇશ્વિર ભકિત કરે છે, અને તેના અંતઃકરણનો વિશ્વાસ બંદગીની સારી અસર લાવવામાં મદદ કરે છે.

**બંદગી મારફતે મિનોઈ અથવા આત્મીક શકિતઓને મળતું જોર.**

"The best preacher is the heart, the best teacher is time, the best book is the world, the best friend is God."

TALMUD.

બંદગી મનુષ્યમાં અંતર્જ્ઞાન અને પ્રેરણાં શકિતનો વધારો કરે છે, કારણ કે અંતઃકરણનો વિશ્વાસ અને પ્યાર સાથે જ્યારે ખરાં દિલથી બંદગી થાય છે, ત્યારે માણસનાં આત્મા અથવા ફરોહરની મિનોઈ શકિતઓને જોર મળે છે, અને તેઓ અંતઃકરણ મારફતે માણસની જીંદગીમાં બહાર પ્રગટ થાય છે. ઇશ્વિર તરફ ધ્યાન લગાડી અને એક ધારણા રાખી એકાગ્ર ચિત્તથી કુદરત તરફ યા ખુદાની શકિતઓ અને ગુણો માટે ઉંડા વિચારોમાં જ્યારે આદમીનું મન રોકાય છે, ત્યારે તે બાબદનું તેને મનન થાય છે. શુદ્ધ નેમ સાથે એવી રીતે કોઇ એક સારી બાબદ પર મનન કર્યાથી તેને લગતું જ્ઞાન મનુષ્ય જલદી મેળવી શકે છે, અને મિનોઈ શકિતઓને માણસના જીવમાં બહાર પ્રગટ કરવાને મનન કરવાની શકિત કામમાં આવે છે. ઇતિહાસપરથી માલમ પડે છે કે જગતનાં મહાન પુરૂષો એવી રીતે

થોડા વખત એકાગ્ર ચિત્ત ધ્યાનથી ખુદા તરફ મનન કરવાને એકાંતવાસ પસંદ કરતા હતા. પવિત્રાઇનાં નિયમો જાળવી, ખાલેશ મન અને અંતઃકરણ સાથે જીંદગીની શુધ્ધતા મેળવવાને, એક ધારણાથી તેઓ કુદરતને પિછાણવાને અને તેણીનાં કાયદાઓનું જ્ઞાન લેવાને, સર્વ જાતનો સ્વાર્થ છોડી, જીંદગીન થોડાં વર્ષો મનન કરવામાં ગુજારતા હતા; અને ત્યાર પછી ખીલેલી મનશકિત અને પાક અંતઃકરણ સાથે જગતનું કલ્યાણ કરવાને દુનિયાંના કામકાજમાં પોતાનો ફાળો આપતા હતા. એક ખરા દોસ્ત તરીકે તેઓ ખુદાને ગણતા હતા, અને ખુદાનાં કાર્યોને પિછાણ્યાથી મુશ્કેલ વખતમાં જીંદગીની રાહબરી માટે જોઇતી મદદ ખુદા તરફથી મેળવવાને સામર્થવાન હતા, કારણ કે તેઓની નેમો અને કામ કરવાની રૂઢીઓ ભલી અને ખરી જાતની હોવાને લીધે ખુદાની મિત્રાચારી અને તેના તરફની પ્રીતિ જાળવી શકતા હતા.

"Truth and love are two of the most powerful things in the world; and when they both go together they cannot easily be withstood."

CUDWORTH.

કુદરતનો ચાહ અને સાચ્ચી પ્રમાણીક જીંદગી બંદગીનાં બળની અસર લાવવામાં મુખ્ય મદદ કરે છે, અને સાચ્ચી રીતે વફાદારીથી ખુદાને ચાહવામાં બંદગી મદદ કરે છે. આ દુનિયામાં પરસ્પર વ્યવહાર કરવાને સચ્ચાઈ અને પ્યારની ઘણી જરૂર પડે છે, અને બંદગીની શ્રેષ્ટતા બહાર લાવવાને આ બે ગુણોને જીંદગીમાં ઉપયોગમાં લીધાથી મુશ્કેલી અને આફતો સામે ટક્કર ઝીલવાને આદમી સામર્થવાન થાય છે. આ દુનિયામાં જીંદગી ગુજારતી વેળા ઘણી જાતનો અનુભવ અને વિદ્યા હુન્નરનું જ્ઞાન જીંદગીનાં નિભાવ અર્થે હાંસલ કરવાનું છે, અને ખરી ભકિત અથવા બંદગીનો અનુભવ અને તેથી પેદા થતું અંતર્જ્ઞાન મનુષ્ય જીંદગીને ઉત્તમ હાલતમાં લઇ જવાને મદદ કરે છે. એનું કારણ એ છે કે ભકિત અથવા બંદગી ઘણા લાંબા કાળથી મનુષ્ય જીંદગીની રાહબરી કરવાને અને આ જગતનાં બનાવનારને પિછાણવાને માટે દુનિયાંનાં મહાન નરોએ એક ઉમદા સાધન તરીકે ગણી છે.

"A man that is desirous to excel, should endeavour it in those things that are in themselves most excellent."

EPICTETUS.

## પ્રકરણ ૮મું.

## જીંદગીનાં માર્ગો સાથે બંદગીનો સંબંધ.

બંદગીમાં રહેલી ગુપ્ત શક્તિની અસર લાવવાને ઉપર જણાવ્યા પ્રમાણે શુધ્ધ વિચારોની જરૂર છે, તેનું કારણ વિચારોથી જીંદગીની ગતિનો માર્ગ બદલી શકાય છે અને જીંદગીની હલકી રીતિઓ ઉપર સારા વિચારો કાબુ લાવી શકે છે. હાલનાં વિદ્યા શાસ્ત્રે એ માટે શોધ ખોળ કરી પુરવાર કર્યું છે કે એક આદમીનાં મનનાં વિચારો અદ્રષ્ય રીતે બીજાં માણસનાં મનનાં વિચારોપર જગ્યાનાં બાધ વગર અસર કરી શકે છે. અને એ ક્રિયાને "Thought-transference" (એટલે એક જગોથી બીજી જગ્યાએ અથવા એક મિત્ર બીજા મિત્રનાં મનપર કોઇ પણ જાતના સાધન વગર વિચારો મોકલવા) એવું નામ આપવામાં આવ્યું છે. એ બાબદનાં અભ્યાસીઓએ ચાલુ ખંત અને મહેનતથી સિધ્ધ કર્યું છે કે મનુષ્યની મન શકિતની મારફતે બહાર જાહેર થતા વિચારોમાં એક ભેદી બળવાન શકિત છુપાયલી હોય છે, જેનો માણસ ચાહે તો ભલો યા બૂરો ઉપયોગ કરી શકે છે, અને તે માટે હોસ્પીતાલો અને પ્રયોગો કરવાને લગતાં જૂદાં જૂદાં ઠેકાણાં પર અનેક જાતની જૂદી જૂદી ખાસિયતો ધરાવતાં માણસો પર અખતરા કરી સાબેત કર્યું છે. પણ માણસ એ બળવાન શક્તિનો ઉપયોગ માત્ર પરમાર્થી કામોમાં વાપરી શકે એવી ચઢતી હાલતમાં પુગેલું ન હોવાને લીધે ફાયદા કરતાં ગેર ફાયદો થવાનો વધુ સંભવ હોવાથી એ વિદ્યાને હાલમાં જેટલો જોઇએ તેટલો ટેકો મળી શકતો નથી. એ બાબદનાં પ્રયોગો કરનારને માટે ઘણી જાતની જોખમદારી હોય છે. તે માણસ સારા ભલા વિચારો કરનાર, પરમાર્થી, પોતાની મતલબી નેમોને બાજુએ રાખી માત્ર પારકાનું ભલું થવા માટે ઉંચી જાતની ઇચ્છિાઓ ધરાવતું, અને નીતિનાં માર્ગમાં સાબુત કદમે જનાર હોવું જોઇએ. તે આ વિદ્યાથી પુરતો માહીતગાર હોવો જોઇએ. સારા બાંધા સાથે તંદુરસ્ત અને અપક્ષપાતપણે વિચાર કરી શકે તેવાં મનનું આદમી એ બાબદનાં પ્રયોગો કરવાને સામર્થવાન થાય છે, પણ તેની મુખ્ય નેમ વિદ્યા તરફનો પ્યાર અને તેની શોધ માટે દિલની સફાઈ અને સચ્ચાઈ હોવી જોઇએ, કારણ કે માત્ર પૈસા કમાવાને માટે જ્યારે એ વિદ્યાને ખપમાં લેવામાં આવે છે, ત્યારે ઘણી

રીતે તેનો માઠો ઉપયોગ થાય છે. એ સબબો માટે કુદરત ધીમે ધીમે માણસનાં હાથમાં તેની લાયકાત પ્રમાણે તેણીની ભેદી શક્તિઓનું છુપાયલું જ્ઞાન મુકે છે, જેથી માણસ એક બીજાને નુકશાન કરવાની લાલચમાં ફસી પડતું બચી જાય છે. હાલનાં જમાનામાં વગર તારે સંદેશો મોકલવાની કળા ( Wireless telegraphy ) એ પ્રાચીન કાળનાં મહાન પુરૂષો બીજાં માણસનાં મન ઉપર એ રીતે પોતાનાં મનનો સંદેશો અથવા વિચારો મોકલી શકતા હતા, એ બનવાજોગ છે એમ માણસની ખાતરી કરવાનો સંભવ પેદા કર્યો છે. કારણ કે માણસનું મન પણ તેની જીંદગીમાં એક હથિયાર તરીકે ખપ લાગે છે, અને જેમ દોરડાં અથવા તાર વગર વિજળીક ઝડપે સંદેશો મળી શકે છે, તેનું કારણ એ છે કે એ માટે બે એક જાતનાં મળતાં આવતાં યંત્રો ખાસ ગોઠવાયલાં હોય છે, અને રાત દહાડો સંદેશો લેવા માટે એ બાબદ જાણનારૂ માણસ યંત્ર આગળ રેકાયલું રહે છે, તેમ માણસનાં મનનું યંત્ર પણ બીજાં માણસનાં મનનું યંત્ર, જે તેને ઘણું ખરૂ મળતું આવતુ હોવું જોઇએ, તેને સંદેશો પુગાડે છે, અને મનુષ્યનો જીવ જે આ મનનાં યંત્રનો ધણી છે તે આ સંદેશાને વિચારો મારફતે બહાર જાહેર કરે છે.

"Our dispositions will be suitable to that which we most frequently think on; for the soul is, as it were, tinged with the colour and complexion of its own thoughts."

ANTONINUS.

ફિલસુફીમાં જીંદગીનાં બે માર્ગો જણાવ્યા છે, એકને પ્રવૃતિ માર્ગ અને બીજાને નિવૃતિ માર્ગ કહ્યો છે, આ બંને માર્ગમાં જીવને જૂદી જૂદી જાતની તાલીમ મળે છે. પ્રવૃતિ માર્ગમાં જીવ દૂનિયાંની બાબદો તરફ પાંચ ઇંદ્રિઓ મારફતે ખેંચાય છે; અનેક જાતની સારી માઠી ઇચ્છાઓમાં લપટાય છે; પોતાનાં લાભો અને ફાયદાઓ અર્થે હરેક જાતનાં કામો કરે છે; બહારની જાહેર વિદ્યા હુન્નરનું જ્ઞાન મેળવે છે; જીંદગીનાં નિભાવ અર્થે પૈસો જમા કરે છે અને દરેક જાતનો ભોગ વિલાશ ભોગવે છે. ચોક્કસ તબકકે આવ્યા બાદ જ્યારે દૂનિયાની વસ્તુઓ માણસનાં જીવને સંતોષ આપી શકતી નથી, તેનો જીવ મોજમઝાહ અને દરેક જાતનાં સુખ ચેનથી ધરાઇને તૃપ્ત થાય છે, અથવા તરેહવાર જાતનાં દુઃખ દરદ અને ફીકર ચિંતાઓથી થાકીને બેજાર થઈ જાય છે, ત્યારે જીંદગીનાં ખરા

માર્ગ માટે એક જાતની ભૂખ તેના જીગરમાં પેદા થાય છે, અને મનુષ્યનો જીવ ઉંચા પ્રકારની જીંદગી ગુજારવા માટે તલપે છે. જીંદગીનું ભવિષ્ય અને કુદરતની મનુષ્ય માટે છેવટની નેમો જાણવાને તેને આનંદ થાય છે, અને ખરું સુખ શામાં સમાયલું છે તે શોધવાને તેનો જીવ કોશેશ કરે છે. એ વેળા જીવ નિવૃત્તિ માર્ગ તરફ ખેંચાય છે, એટલે તે હવે પોતાની જીંદગીનો માર્ગ બદલવાને શરૂ કરે છે. અત્યાર સુધી દુનિયાની બહારની વસ્તુઓ ભોગવવામાં તેને જે મઝાહ પડતી હતી તે હવે લાંબો વખત સુધી ખેંચાણકર્તા લાગતી નથી; તરેહવાર જાતની વાસનાઓ મારફતે જૂદા જૂદા વિષયોનું સુખ યા દુઃખ ભોગવવાને ગમતું નથી; મનનાં અનેક તરેહનાં તુરંગો પ્રમાણે જીંદગીમાં વર્તવાને તે ચહાતો નથી, અને ન ઇચ્છવા જોગ ઇચ્છાઓના વમળમાં વિંટળાઈ ગેરવાજબી કામો કરતાં તે હવે ડરે છે. આ ફેરફાર તેની જીંદગીની રૂઢીઓ પર અસર કરે છે, અને તેની ઇચ્છાઓ તથા વિચારોમાં કેમ અને કેવો સુધારો કરવો તે માટે જ્ઞાન લેવાને તે ખુશી થાય છે.

"One thing is the right, while the sweet is another; those two tie a man to objects apart. Of the twain, it is well for who taketh the right one; who chooseth the sweet, goes wide of the aim.

The right and the sweet come unto a mortal, the wise sifts the two and sets them apart. For, right unto sweet the wise one preferreth; the fool taketh sweet to hold and retain.'*

—*Kathopanishad*, Second part.

એ રીતે જીવ જ્યારે નિવૃત્તિ માર્ગ ઉપર ચાલવાનું પસંદ કરે છે, ત્યારે તે જગતના સઘળા જીવોને ભ્રાતૃભાવથી ચહાતાં હળવે હળવે શીખે છે, તેનામાં ખરું ખોટું પિછાનવાની શક્તિ વધુ તેજ થઈ તીક્ષ્ણ બને છે, જેથી સંસાર વ્યવહારમાં વિવેક બુદ્ધિ વાપરવાને આવડે છે, અને હલકી લોભ તૃષ્ણાઓને ઇચ્છવાજોગ સારી ઇચ્છાઓમાં ફેરવી શકે છે.†

---

* ગાથામાં અશો જરથોશ્ત એજ પ્રમાણે બે માર્ગોમાંથી એકની પસંદગી કરવા કહે છે.—અધિપતિ, ફ્રુશાગ.

† એજ પ્રમાણે જરથોશ્ત સાહેબ પણ વિવેકથી ખરાં ખોટાંનું તોલ કરવા શિખવે છે.—અધિપતિ, ફ્રુશાગ.

"When all desires that linger in his heart are driven forth, then mortal immortal becomes, here Brahman he verily wins. When every knot of heart is here unloosed, then mortal immortal becomes. So far is the teaching."

*Kathopanishad*, Sixth part.

જીંદગીનો ભલો અથવા બૂરો માર્ગ માણસની ઇચ્છાઓ સાથે નિકટ સંબંધ ધરાવતો હોવાથી ફિલસુફીમાં એમ જણાવવામાં આવ્યું છે કે ભકિતની મારફતે ખુદાને અથવા આ જગતનાં બનાવનારને ઓળખવાને માટે મનુષ્યે ઇચ્છા રહિત થવું જોઇએ, અને તેના જીગરમાં માત્ર ખુદાને પિછાણવાની અને તેના કામોમાં ભાગ આપવાની ખાહેશ સિવાય સર્વે જાતની વાસનાઓ દૂર થવી જોઇયે. એ રીતે મનુષ્ય એકદમ ઇચ્છા રહિત થઇ શકે નહિ, તેથી જગતનું ભલું કરનારા મહાન પુરૂષો હલકી ઇચ્છાઓને ઉંચી સારી જાતની ભલી ઇચ્છાઓમાં ફેરવવાને માણસને આગ્રહ કરે છે, જેથી ધીમે ધીમે આદમી પોતાનાં બનાવનારને જાણવાને લાયકનો થઇ ખરી ભકિત મારફતે આયંદે હલકી ઇચ્છાઓપર કાબુ રાખતાં શીખે છે.

"Like corn does a mortal decay, like corn he springs up again."

*Kathopanishad*, First part.

"Not one who hath not ceased from evil doing, nor on with senses uncontrolled, not one whose mind is uncollected, nor one whose mind is not at peace, can gain that Self by knowledge merely."

*Ibid*, Second part.

"Know the Self as the Lord of the Chariot, the body as only the car; know also the reason as driver, the reins as the impulses.

"The senses they say are the horses, the objects for them are the roads; Self, senses, and impulse united, the taster the Wise Ones have named.

"Who then is the prey of unreason, impulse never under control, just as the wild steeds of a driver, his senses escape from his power.

"But the man who is subject to reason, impulse ever

under control, of him well in hand are the senses, as the well-managed team of a whip.

"Who then is the prey of unreason, unmindful, and ever impure, to that goal such a man never reacheth, he goeth to births and to deaths.

"But the man who is subject to reason and mindful, and constantly pure, he unto that goal truly reacheth, from which he is born not again.

"Aye, the man who hath reason for driver, holding tight unto impulse's reins, he reacheth the end of the journey, that home of the God-head Supreme."

થોડાં વર્ષો માટે માણસ આ ધરતી ઉપર જીવન ગુજારે છે, અને હંમેશને માટે તે જીવી શકતું ન હોવાને લીધે જીંદગીનો ભૂરો માર્ગ તજી ભલા માર્ગ ઉપર જવાને ફિલસુફીમાં સમજાવવામાં આવ્યુ છે. જેમ એક ઘોડાને શીખવનાર પોતાની મરજી પ્રમાણે ઘોડાપર કાબુ રાખે છે, અને તેને નિયમથી ગાડીમા જોડાવાને તેમજ હાંકનારની મરજી પ્રમાણે થોભવાને અને દોડવાને શીખવે છે, તેવી રીતે મનુષ્ય જીવ આ શરીરરૂપી ગાડીને અને ઇંદ્રિઓરૂપી ઘોડાઓને પોતાની મરજીનાં જોરે ભલા રસ્તા ઉપર જવાને કેળવે છે. દૂનિયામાં જીંદગી ગુજારતી વેળા સુખદુઃખનો અનુભવ જીવને થાય છે, તેથી અનુમાન કરવાને અને તર્કશક્તિથી વાસનાઓની ઉશ્કેરણીને રોકવાને તે શીખે છે, જેથી જંગલી ઘોડાઓ માફક જીવ જ્યાં ત્યાં ભમતો અટકે છે, અને કુદરતે શા માટે જીંદગી બક્ષી છે અને તેની નેમ શું રાખી છે, અને કેવા ઉપાયોથી જીંદગીનું ભલું સેવટ લાવી શકાયછે, તે જાણવાને માટે તેના જીગરમાં ઉમેદ આવે છે. ખરી ભક્તિ આ આશાને પરિપુર્ણ કરવામાં મદદ કરે છે. કારણ કે અગાઉનાં ડાહ્યા પુરૂષોએ માણુસનો જીવ આગળ વધારો કરે તે માટે ત્રણ ઉપાયોથી જીંદગીમાં કામ કરવાને સૂચવ્યું છે. જીંદગીમાં મળતી તકોને આધારે પહેલે કેળવણી લઈ, બની શકે તેટલી વિદ્યા હુન્નરનું જ્ઞાન સંપાદન કરવું, જેથી જીંદગીનો નિભાવ કરવાને માણુસ તૈયાર થઈ શકે છે અને તે માટે પૈસો પેદા કરવાની જોગવાઈ થાય છે. બીજો ઉપાય જીંદગીને ધાટ આપવાને, સારી રીતે તેની વ્યવસ્થા કરવાને અને તેમાં શુધ્ધતા લાવવાને બંદગી અથવા ભક્તિનો માગ છે. આદમીની ઇચ્છાઓને બંદગી સાથે સંબંધ હોવાથી સારી જાતની

ભલી ઇચ્છાઓને બંદગીથી ટેકો મળે છે, અને તેઓ શુધ્ધ થાય છે. બંદગીનો સંબંધ જીંદગીની ફિલસુફી, માણસની નીતિ રીતી અને ચાલચલણુ સાથે હોવાથી, આદમી કેવી રીત તેના પેદા કરનાર સાથે જોડાયલું છે, અને આ જગત તથા તેમાં વસતા જીવો સાથે તનો શું સંબંધ છે તે દેખાડવાને બંદગી અથવા ખરી ભક્તિ માણસની જીંદગીને ઘાટ આપવાને તથા હિકમતથી તેને રચવાને મદદ કરે છે.

"The That which none can see, nor grasp, which has no kin, nor caste, nor eyes, nor ears, nor hands, nor feet, eternal That, all present and pervading, most subtle, That inexhaustible, the womb of every creature, which men on every side discover—when they are wise.

"Just as a spider spins forth and inwinds, as plants grow on the earth, as hair hang down from man, so from imperishable That comes forth this all."

*Mundakopanishad*, First part.

"Since He by neither word, nor mind, nor sight, can e'er be gained, how is He realized by anyone but him who says "He is"?

"Not only as "He is" must He be realized, but also in the real truth of both, that is, "Is" and "Is not.' 'Tis only when He has been realized first as "He is"' that real truth smiles forth."

*Kathopanished*, Sixth part.

"Desire of all He verily is called; as all-desirable must ye He be worshipped; who knows this God, on him indeed doth all the world set its desire."

*Kenopanished*, Fourth part.

"That moves, yet That moves not; That's far, near too is That; That is of all this the within, of this all the without is That too.

"Aye whoso seeth all things in That self, and self in everything; from That he'll no more hide.

"Who knoweth that all things are self; for him what grief existeth, what delusion, when once he gazeth on the oneness?

*Ishopanishad.*

"Smaller than small, yet greater than great, in the heart of this creature the self doth repose; That free

from desire, he sees, with his grief gone the greatness of Self, by favour of God."

*Kathopanishad*, Second part.

આ જગતને સરજનાર અને કુલ પેદાયશને ઉત્પન્ન કરનાર તરીકે જે અમર્ગ અને ચોમેર પથરાયલી, ઇંદ્રિઓથી ન જાણી શકાય એવી તેજસ્વી મિનોઈ શકિત, આખી હસ્તીમાં વ્યાપીને રહેલી હોય છે, તેને આ જગતનાં આધાર યા મૂળ તરીકે ગણવામાં આવે છે. એક ફળનાં બીયાંને ખેડાને તૈયાર કરેલી જમીનમાં જો વાવવામાં આવે છે, તો ચોક્કસ મુદત પછી આ બીયું નાના છોડવા રૂપે બહાર પ્રગટ થાય છે, અને જો તેની ઉપર જરૂર જોગી સંભાળ લેવામાં આવે છે તો તે એક ફળનાં ઝાડમાં ફેરવાય છે અને સારાં મીઠાં ફળો આપતું થાય છે. માણુસની ઇચ્છાઓ પણ બીયાં રૂપે તેના જીગરની જમીનમાં પ્રગટ થાય છે, અને તેને અનુસરતાં ફળો માણુસનાં જીવને ચખાડે છે. માણુસ જ્યારે ઇમાનદારીથી ખુદા ઉપર વિશ્વાસ રાખતાં શીખે છે, ત્યારે તે પોતાનાં બનાવનારને ઓળખવાને આતુર થાય છે, અને પોતાનું મૂળ આ જગતનું રક્ષણ અને પોષણ કરનારી ભલી તેજસ્વી મિનોઈ શકિતમાં રહેલું છે એમ તે માની શકે છે, જેથી તે પોતાની સર્વે જાતની હલકી ઇચ્છાઓને ઉંચી ઇચ્છાઓમાં ફેરવી, છેલ્લે આ જગતનાં બનાવનારની ઓળખ કરવાની અને તેના કામમાં સહાય થવાની માત્ર એક ઇચ્છાથી પોતાનું જીવન ગુજારી શકે છે. ખરી ભકિત માણુસનાં જીગરમાં ઉભરાતી સર્વે ઇચ્છાઓને સમાધાનીમાં લાવવાને મદદ કરે છે, જેથી દૂનિયામાં વસ્તા બીજા જીવો સાથે ઐકયતા લાવવાનું ભકિતની મદદથી બની શકે છે, કારણ કે માણુસ સમજી શકે છે કે જે મિનોઈ શકિતમાંથી તે પેદા થયો છે, તેજ પેદા કરનાર સર્વે ચીજનાં આધાર અને મૂળ તરીકે ગણાય છે, અને તેના જીગરમાં કુદરતનાં પિતા માટે જ્યારે ચાહ બરપા થયો છે ત્યારે તેની પેદાયશ સાથે તે ગેરવાજબી રીતે વર્તી શકતો નથી. એવી હાલતે પુગેલું માણુસ દુ:ખ યા સુખમાં સમતોલપણું દેખાડી શકે છે, અને જગતનાં ઇતિહાસમાં એવા ઘણા પુરૂષો થઈ ગયા છે, જેઓ ભકિતની મદદથી કુદરતને પિછાણી શકયા હતા, અને તેણીનાં ભેદ ભરમો ઉકેલી અથવા જાણી ડહાપણ અને શાન્તી મેળવી શકયા હતા.

[ એ બાબતનાં સંબંધમાં તાજુબી વગરના વાંચનારનું ધ્યાન **કઠોપનિષદ, મુણ્ડકોપનિષદ, કેનોપનિષદ,** વગેરે તરફ ખેંચવામાઆવે છે.]

જીંદગીનાં ભલાં માટે ત્રીજો ઉપાય કર્મ અથવા કામનો ગણાય છે. સહાયકારી ભલાં કર્મો કર્યાથી જીંદગીનું સારૂં છેવટ જલદી લાવી શકાય છે, પણ જ્ઞાન વગર સારાં કામો થઈ શકતાં નથી, તેથી કોઈ પણ જાતનું કામ આરંભવા અગાઉ જ્ઞાન લેવાની જરૂર પડે છે. પરમાર્થી ભલાં કામો કરવાને ઘણી મુસીબતો વેઠવી પડે છે, રાત દહાડો મહેનત, જંજાળ, મોજમઝાહનો ત્યાગ, અને અનેક જાતની મુસ્કેલીઓમાંથી શરૂઆતમાં માણુસના જીવને પસાર થવાનું છે, તેથી ડાહ્યા પુરૂષો ઇંદ્રિઓ અને મન ઉપરનાં કાબુને વખાણે છે, અને માણુસનું મન અને ઇંદ્રિઓ લાલચનાં ફાસામાં ફસી ન પડે તે માટે પહેલાં જ્ઞાન લેવાને તાકીદ કરે છે. આ દૂનિયાંની જીંદગી પળવારની અને ફાની ગણાય છે, અને તેમાં વસ્તા જીવો માટે ધન, દોલત, સત્તા, માલ, ખજાનો, હર તરેહનું સુખ ચેન સર્વે ક્ષણભંગુર કહેવાય છે. એ ઉપરથી અનુમાન કાઢી શકાય છે કે આદમીમાં યોગ્યતા લાવવાને માણુસનાં જીવને આ સર્વે ચીજોનાં વમળમાં છોડવામાં આવે છે; અને જેમ એક નાનું બચ્ચું ધૂળ અને કાદવમાં રમવાને ખેંચાય છે, તેવી રીતે માણુસનો જીવ દૂનિયાંની સર્વે બાબદમાં લપટાય છે, અને નાનું બાળક જેમ કાદવમાં ખરડાઇને પોતાનો ચ્હેરો અને કપડાં બગાડે છે, તેમ મનુષ્યનો જીવ દૂનિયાંની સર્વે ચીજોમાં વીંટલાઇને પોતાનું રવાન ખરડે છે; જેને જ્ઞાન, ભક્તિ અને કર્મનાં ઉપાયો વાપરી પાછું સાફ કરવામાં આવે છે. આ ઉપાયોથી માણુસનાં જીવની મલિનતા દૂર થઈ શકે છે, કારણ જીવનું મૂળ કુદરતના પિતામાં રહેલું છે, અને તેમાં તેના સર્વે ગુણો તથા શક્તિઓ ગુપ્ત સ્થિતિમાં દબાઇને રહેલા હોય છે, તેને જ્ઞાન, ભક્તિ અને ભલાં અથવા પરમાર્થી કામોનો અનુભવ જાહેર રીતે મનુષ્યનાં તન અને મનની મારફતે બહાર પ્રગટ કરવાને મદદ કરે છે, જેથી જીંદગીનો માર્ગ વધુ સરળ થાય છે. માત્ર એકલું જ્ઞાન માણુસના જીવને સ્વાર્થી અને મગરૂર બનાવે છે, અને તેનામાં હુંપણાનો વધારો કરવાની વલણ દેખાડે છે, તેથી જ્ઞાન સાથે ભક્તિની અવશ્ય જરૂર પડે છે, કારણ કે ખરી ભક્તિ માણુસમાં નરમાશ, સબુરી, હિંમત, વફાદારી, સર્વે જીવો તરફ પ્યાર અને એકદિલી ખુદામાં વિશ્વાસ, અને મનની સમાધાની લાવે છે, જેથી જીવને શાન્તી મળે છે. જ્ઞાન મનની મંદ પડેલી શક્તિઓને જાગૃત કરવાને અને તેઓને ખીલવીને ખુલ્લી રીતે બહાર ઉપયોગમાં લાવવાને મુખ્ય મદદ કરે છે. ઉંચા પ્રકારની ખરી ભક્તિ અંતઃકરણનાં સારા ગુણોને જોર બક્ષે છે, અને અંતર પ્રેરણાને જગાડી તેને કામ કરતી

બનાવે છે, જેથી માણસ ડાહ્યું અને દયાળુ થાય છે. નિયમમાં રહેતું કેળવાયલું મન જ્યારે ભકિતની મારફતે બુધ્ધિ બળ મેળવે છે, ત્યારે તેના જીવમાં સારાં કામો કરવાનો ઉત્સાહ વધે છે અને આપસ્વાર્થ ઘટે છે. તેનામાં પરોપકાર વૃત્તિ થાય છે, તે એકલપેટાપણું છોડે છે અને પરહિત હૈડે ધરે છે. જગતનું ભલું કરવાને જ્ઞાન સાથે ભકિતની જરૂર પડે છે, કારણ કે આ એનાં મેળાપથી માણસ સ્વભોગ આપી પરગજુ કામો કરી શકે છે અને છેવટે તે કુદરતનાં કાયદાઓને પિછાણી ઉંચી જાતનું જીવન ગુજારે છે, તેથી જીંદગીની ખરી શાન્તી અને આનંદ મેળવી શકે છે.

" To be happy here is man's chief end,
To be happy he must needs be good."

HENRY KIRKE WHITE.

## ભકિત અથવા બંદગી સાથે માણસનાં ભાનની હાલતોનો સંબંધ.

માણસનું ભાન જાગૃત હાલતમાં આ દૂનિયામાં કામ કરી શકે છે, અને તેને લગતો બોધ તથા અનુભવ લેવાને તેને સાવધ રહી જાગૃત હાલતની શુધ્ધિ રાખવી પડે છે. આખો દહાડો જાગૃત હાલતમાં રહ્યા પછી વિસામાની અગત હોય છે, તેથી રાતે ઉંઘાવાને માણસ નિંદ્રાવસ્થામાં જાય છે. ઉંઘતી વેળા માણસનો જીવ સ્વપ્ન અને ભર ઉંઘની હાલતમાંથી પસાર થાય છે. આ દૂનિયાંને લગતું જ્ઞાન જાગૃત હાલતમાં મેળવી શકાય છે, અને ફિલસુફીમાં એમ જણાવવામા આવ્યું છે કે બીજી ઉપલી દનિયાઓને લગતું ભાન નિદ્રાવસ્થામાં અને મરણ પછી થાય છે. માણસનું મૃત્યુ થાય છે તે વખતે જીવ આ બહારનું દેખાતું શરીર છોડી દે છે, અને લાગણી તેમજ વિચારને લગતાં શરીરો મારફતે ઉપલી દનિયામાં જાય છે, અને તેને લગતું જ્ઞાન તથા અનુભવ મેળવે છે. ચોક્કસ મુદત વહેવા બાદ કરણી અને જન્મ મરણનાં કાયદા મુજબ પોતાનું કરજ અદા કરવાને અને સુખ દુઃખનો અનુભવ લેવાને, જીવ ફરી એક વાર આ દેખાતું ખાકી શરીર ધારણ કરે છે અને આ ધરતી ઉપર જન્મ લે છે, જેથી તે આ દૂનિયામાં કામ કરવાને સામર્થવાન થાય છે. નિંદ્રાવસ્થા અને મરણની હાલતમાં ફેર એટલો છે કે થોડા કલાકના વિસામા પછી માણસનો જીવ આ ખાકી શરીરને જાગૃત હાલતમાં લાવી શકે છે, તેથી તે સાવધ થાય છે, પણ મરણ પછી જીવ આ ખાકી શરીરનો ત્યાગ કરે છે, અને આ દૂનિયામાં કામ કરવાનો તેનો વખત કુદરતનાં કાયદાને આધારે પુરો થયલો હોવાથી તે ઉપલી દનિયાની મુલાકાત લે છે, જ્યાં તેને આ દનિયામાં

કરેલા વિચારો અને લાગણીઓનું ફળ ભોગવવું પડે છે, અને ભલી યા બૂરી જીંદગીનો બદલો સુખ-દુ:ખ રૂપી અસરોમાં જીવને ત્યાં મળે છે. નિંદ્રાવસ્થામાં રોજ રાત્રે જીવ ઉપલી દુનિયાંઓની મુલાકાત લે છે, પણ તેને લગતું જ્ઞાન અને અનુભવ તે જાગૃત હાલતમાં લાવી શકતો નથી, કારણ કે યાદદાસ્ત શકિત જેવી જોઇએ તેટલી કેળવાયલી ન હોવાને લીધે અને એ બાબદની અજ્ઞાનતા તથા બીન માહિતગારી જીવને માટે નડતર સમાન હોય છે, તેથી સાધારણ રીતે નિંદ્રાવસ્થામાં મેળવેલો અનુભવ અને જ્ઞાન જાગૃત હાલતમાં લાવી શકાતું નથી. તે માટે જીવને ખાસ તાલીમ લેવી પડે છે, ભલી જીંદગીનાં નિયમો જાળવી, જ્ઞાન, ભકિત, અને કર્મના ત્રણે ઉપાયો વાપરી જીંદગીને જોઇએ તેવો ઘાટ આપવો પડે છે, જેથી જીવમાં છુપાયલી શકિતઓ અને ગુણો રફતે રફતે મનુષ્ય દેહ, મન અને અંત:કરણ મારફતે બહાર જાહેર થાય છે.

"Ignorance is a dangerous and spiritual poison, which all men ought to shun."

BISHOP GREGORY.

એ ઉપરાંત ભાનની બીજી હાલતો હોય છે, જેને તુર્યા અને સુશુપ્તી અવસ્થા કહે છે. મનુષ્યનાં ભાનની આ બે હાલતોને ઉંચા પ્રકારની ગણવામાં આવી છે, અને જીવ જ્યારે જ્ઞાનથી સદગુણી ભલી જીંદગીમાં આગળ વધે છે ત્યારે ખરી ભકિતનાં બળે આ ઉંચી હાલત ધીમે ધીમે પ્રાપ્ત કરે છે. કુદરત માટે, ખુદાની શકિતઓ અને ગુણો વાસ્તે, પેગમ્બરે, અને મનુષ્ય જાતનાં રાહબરો તરફનો પ્યાર સાથનો ભકિતભાવ માણસનાં જીવમાં આ હાલત લાવે છે, અને તે માટેનું ઉંચા પ્રકારનું ચાલુ મનન, લાંબો વખત સુધી એ હાલતમાં રહેવાની શકિત જીવને આપે છે, જેથી મનુષ્ય દેહ અને મનની મારફતે આ દનિયામાં જીંદગી ગુજારતી વેળા આ ઉંચા પ્રકારનું ભાન જીવમાં ખીલે છે; તેના પરિણામમાં તે ઉપલી દુનિયાંઓને લગતું જ્ઞાન અને અનુભવ જીવતી વેળા લઈ શકે છે, અને કુદરત સાથે પોતાની જીંદગી ભકિત મારફતે એક કરે છે. એ હાલતે પુગેલા જીવોમાં નેકીનું, ભલાઇનું, ડહાપણનું અને સ્વભોગ આપી પારકાને સારૂ કામ કરવાનું તત્વ વધુ પ્રમાણમાં ખીલે છે, અને છેલ્લે ઇશ્વર કૃપા મેળવી શકે છે. માણસ જાતનાં અપરાધો અને દોષોમાંથી મુકત થયલો નિર્દોષ જીવ ખુદા અથવા કુદરતનું મન અને જીગર મારફતે ચાલુ સ્મરણ સ્વાને આતુર રહે છે, જેથી તે હમેશાં ભલાઈનાં માર્ગ ઉપર દૃઢ નિશ્ચયથી

અચળ રહી શકે છે, અને એ રીતે જીંદગીનાં દુઃખોનો છેડો લાવી અમગ થવાને લાયક થાય છે. એવો જીવ આળસુ થઈ હાથ જોડી બેસી રહેતો નથી, પણ કોઈબી પ્રકારે જ્ઞાનથી, ભકિતથી અથવા કર્મથી સૃષ્ટિની પેદાયશને મદદ કરે છે. માણુસનાં ભાનમાં ખરી ભકિત ઉંચા પ્રકારની હાલત લાવે છે, જેથી અસાધારણ ગણાતી જીવની અદ્દભુત શકિતઓ ધીમે ધીમે ભકિતનાં બળથી પ્રગટ થાય છે, અને દરેક જાતની યોગ્યતા લાવવામાં ભકિત મદદ કરે છે. ભલાં કામો કરવાની ઇશ્વર પ્રેરણા બંદગીની મારફતે મેળવી શકાય છે, તેથી અંતર જ્ઞાન વધે છે; મનુષ્ય જીવને લગતું, કુદરતનાં કાયદાઓ માટે અને ખુદાની શકિતઓનું ભાન બંદગી લાવે છે. તનની અને મનની પવિત્રાઈ ઉપર ધ્યાન આપવાને તે ઉત્તેજન આપે છે, અને દુઃખની વખતે સંતોષ અને દિલાસો આપનારૂ સાધન થઇ પડે છે. અગાઉનાં ગ્રીક મંદિરોનાં દરવાજા ઉપર એક લેખ કોતરવામાં આવતો હતો, અને તેમાં જણાવામાં આવતું હતું કે ખુદાને પિછાણવા અગાઉ માણુસે પોતાને પિછાણવું જોઇએ, કારણ કે જે માણુસે પોતાને ઓળખ્યો છે તે સર્વે જાતની કુદરતને પિછાણવાની ચાવીઓ પોતાની પાસે રાખે છે, જે મારફતે તે કુદરતનાં પિતાને ઓળખી શકે છે. માણુસ કોણ છે, કયાંથી આવ્યું છે, પાછું કયાં જવાનું છે, જીંદગીની નેમ શું છે, જીંદગી શા માટે આપવામાં આવી છે, જીંદગીમાં ભલો અથવા બૂરો માર્ગ અખત્યાર કર્યાથી કેવો ફાયદો અથવા ગેરફાયદો થાય છે, એ બાબદોની માહિતગારી ચાવી રૂપે કુદરતનાં રાહબરને ઓળખવાને મદદ કરે છે. જરથોશતી ધર્મમાં પણ બંદગીની નેમ કુળ કુદરતને મદદ કરવાની અને ખુદાને પિછાણી તેમાં એક થવાની રાખેલી છે. માણુસનું મૂળ અને છેવટ ખુદામાં હોવાથી બંદગીની મારફતે માણુસ પુર ભાન સાથે ઇશ્વરમાં એક થાય એવો શુભ હેતુ ખરી ભકિતમાં સમાયલો છે, એમ ધર્મ અને ફિલસુફીમાં જાહેર કર્યું છે.

"Seek true peace, not in earth, but in heaven; not in men, nor in any other creature, but in God alone."

THOMAS A KEMPIS.

## જાહેર અને બાતેન તરીકાઓ સાથે બંદગીનો સંબંધ.

મનુષ્યનાં ભાનની ઉંચા પ્રકારની હાલત લાવવાને સંપૂર્ણતાને પુગેલા જ્ઞાની પુરૂષો જીંદગીમાં બે જૂદી જૂદી જાતની ચાવીઓની મદદ લેવાને ભલામણ કરે છે. આ ચાવીઓ તે ધર્મ અને ફિલસુફીનાં જાહેર અને બાતેન તરીકાઓ

છે. જાહેર તરીકો અથવા માર્ગ ઉપર પહેલે સામાન્ય રીતે જન વર્ગને ચાલવાનું ફરમાન આપવામાં આવ્યું છે, જેમાં અનેક જાતનાં ધર્મનાં ભણતરો, ક્રિયાઓ, નીતિ રીતિનાં કાયદાઓ, સફાઇ સુઘડાઇના નિયમો, જીંદગીનો બચાવ અને રક્ષણનાં કાનુનો, આરોગ્યતા જાળવવાના અમુક ધોરણો, જૂદી જૂદી વિદ્યા હુન્નરની તાલીમ અને જીંદગીનાં નિભાવ માટે વહેવારૂ નિયમોનો સમાવેશ થાય છે. એ સર્વ બાબદોમાં નિત્ય ધ્યાન રાખી કામ કર્યાથી તેને લગતો મહાવરો પડી જાય છે, જેથી માણસની જીંદગીમાં તેને લગતી આદતો અથવા ટેવો પડે છે અને તે પ્રમાણે માણસ જીંદગી ગુજારે છે. અમુક મુદત વહેવા બાદ માણસનાં જીગરમાં આ સઘળી બાબદોનાં ભિત્તરમાં શું છૂપાયલું હશે તે જાણવાની જીજ્ઞાસા પેદા થાય છે, તેથી તે બાતેન માર્ગનું જ્ઞાન લેવાને તૈયાર થાય છે. આ બાતેન માર્ગને સાધારણ રીતે ફિલસુફીમાં મુસ્કેલ ગણવામાં આવ્યો છે, અને તેને એક છરીની ધાર સાથે સરખાવ્યો છે. તેનું કારણ એ છે કે જે મનુષ્ય પોતાની રાજીખુશીથી એ માર્ગ ઉપર ચાલવાનું પસંદ કરે છે, તેને પોતાનામાં યોગ્યતા લાવવાને ચાલુ ખંત, મહેનત અને કોશેશ કરવાની હોય છે, અને જેમ મનમાં ભાવે તેમ સર્વે સાથે વર્તન ચલાવી શકાતું નથી, પણ જીંદગીમાં અમુક નિયમો સાચવી, ભલી ખાસીયતોમાં વધારો કરી, સદગુણોને ખીલવવાનાં હોય છે, જેથી માણસની જીંદગીની ખરી ખુબસુરતી બહાર જાહેર થાય છે. તે માટે જાહેર તરીકો જન સમુદાયને સારૂ રાખવામાં આવ્યો છે, કે જેથી બાતેન તરીકા ઉપર ચાલવાને માણસ ત્યારે થઇ શકે છે, અને તેના માર્ગની મુશ્કેલીઓ સામે લડવાને, જીંદગીની અનેક જાતની કસોટીમાં ફતેહ મેળવવાને અને કુદરતને પિછાણવાની તેનામાં શકિત આવે છે. જેમ એક નાના નિશાળીઆને શરૂઆતમાં વખતસર નિશાળમાં હાજર રહેવાનું, કાયદો જાળવી સર્વે સાથે વર્તવાનું, અને શિક્ષણ ઉપર ધ્યાન આપવાનું અઘરૂં લાગે છે, તેમ પહેલે જે માણસ બાતેન તરીકા ઉપર ચાલવાને પસંદ કરે છે, તેને એ માર્ગ મુસ્કેલ જણાય છે; પણ જો થોડો વખત માણસ આ પસંદ કરેલા માર્ગ ઉપર ટકી રહે છે, અને મહેનત અને ખરાં દિલથી નિયમસર જીંદગીને કેળવે છે, તથા એ માર્ગનાં ફાયદા અને ગેરફાયદાઓ તપાસી, તે પ્રમાણે પોતાની ખુબીઓ અને ખામીઓ જોઇ તેને લગતો સુધારો કરવાને ખંતથી કોશેસ કરે છે, તો તેને એ માર્ગ ઉપર ચાલવાની આદત પડે છે અને તે પ્રમાણે જીંદગીમાં વર્તન ચલાવવાને તેને બહુ મુસ્કેલ લાગતું નથી. કારણ કે જેમ નાના નિશાળી-

આને નિશાળમાં કેળવણી મળ્યાથી તેની જીંદગી ઉપર કાબુ આવે છે, અને કેળવણીનાં પ્રતાપે તેની જીંદગીમાં બંદોબસ્ત અને વ્યવસ્થા લાવી શકાય છે, તેવી રીતે બાતેન માર્ગનો ઉમેદવાર ધિરજ રાખી પોતાની સમજ શકિત વાપરીને ભલા નિયમાનુંસાર ધીમે ધીમે જીંદગીને ઘડે છે, તેથી તે એક નિશાળીયા માફક પોતાની જીંદગી ઉપર કાબુ રાખતાં શીખે છે.

જીંદગીનાં પ્રવૃતિ માર્ગ સાથે જાહેર તરીકો સંબંધ ધરાવે છે, અને નિવૃતિ માર્ગ સાથે બાતેન તરીકો નિસબત રાખે છે. જંગલી માણસની હાલતમાંથી આગળ વધી મનુષ્ય જીવ રફતે રફતે આગળ વધવાને વૃધ્ધિનાં અનેક પગથિયાં ઉપર ચઢે છે, અને સાધારણ મનુષ્ય તરીકે જીંદગી ગુજ-રતી વેળા તે જાહેર તરીકાનાં કાયદા કાનુનો જાળવે છે અને પ્રવૃતિ માર્ગ ઉપર ચાલવામાં સંતોષ લે છે. મનુષ્ય જીવ વૃધ્ધિમાં ચોક્કસ તબકકે આવી પુગ્યા પછી તેને પ્રવૃતિ માર્ગ ખેંચાણકર્તા લાગતો નથી અને એ માર્ગમાં તે ઉ-તેજન મેળવી શકતો નથી. એ વેળા કુદરત મનુષ્ય જીવને મદદ કરે છે અને નિવૃતિ માર્ગ ઉપર ચાલવાને તેના દિલમાં ભાવ પેદા થાય છે. જાહેર તરીકો પાળી પ્રવૃતિ માર્ગ ઉપર જીવ સુખ ચેન, રમત ગમત, મોજમઝાહ અને સંસાર વ્યવહારના આરામમા દિવસો પસાર કરે છે, પણ નિવૃતિ માર્ગ ઉપર જીવને પોતાને લગતી સર્વે બાબદો ઉપર ધ્યાન આપવું પડે છે; મનુષ્યની જીંદગીની ખુબીઓ વધારવાને દરેક સદ્‌ગુણને ખંતથી ખીલવીને જીંદગીમાં ઉપયોગમાં લેવાનો હોય છે, ખુદામાં વિશ્વાસ રાખી વફાદારીથી આખી કુદરતને ચહાતાં શીખવું પડે છે, મનુષ્ય જીંદગીની ખામીઓ સુધારી, જીવની બાહોશી અને ભલાઇમાં વધારો કરી, દરેક રીતનો સારો માર્ગ અખત્યાર કરવાને ચાલુ કોશેષ કરવી પડે છે. એ માર્ગમાં ફરજો અદા કરીને જીવન ગુજારવાનું હોય છે, જગતમાંથી અજ્ઞાનતાને દૂર કરવાને માટે કેળવણી અને જ્ઞાનનાં ફેલાવામાં બની શકે તેટલી મદદ આપવાને ઉમેદવારને તૈયાર થવું પડે છે, કઢંગા સંસારનાં રિવાજો અને ઇચ્છવા જોગ રીતિઓમાં ફેરફાર લાવી સુધારો કરવાને મહેનત લેવાની છે; ધર્મ અને વિદ્યાભ્યાસ તરફ મન લગાડી તેની જાહેર અને બાતેન ફિલસુફી જાણવાને ચાલુ અભ્યાસ કરવાને ખંતથી પ્રયત્ન કરવો પડે છે, રાજયનાં બંધારણમાં વ્યવસ્થા લાવવાને અને રાજકારોબારમાં દેશને ફાયદો કરે તેવા કાયદાઓ ઘડવાને અને પ્રજાની સુખ સગવડોમાં વધારો કરવાને અને બીન સ્વાર્થી કામોમાં તેને પોતાનો ફાળો આપવાનો છે, જેથી તેના જીવની ગુપ્ત રહેલી શકિતઓને ખીલવવાને બની શકે છે. ભકિત વિના

એ સર્વે બાબદોમાં ઇશ્વરી પ્રેરણા મેળવી શકાતી નથી, અને કુદરતનું મનન અથવા ખરી ભકિત સાથનું ખુદાનું સ્મરણ માણસનાં દીલમાં નિવૃતિ માર્ગ ઉપર ચાલવાને ઉત્સાહ લાવે છે, જે એક જાતનો જોશ મન અને અંતઃકરણમાં પેદા કરે છે, જેથી આશાવંત જીગરે મનુષ્ય આ નિવૃતિ માર્ગ પસાર કરવાને ફતેહ મેળવે છે.

"As in nobler spheres of thought and sentiment in philosophy, poetry, and the fine arts, the object at which we aim, ought to be an inward one--an ennobleament of the intellect."

ઇશ્વર તરફનું મનન ભકિત મારફતે મનુષ્ય જીવને ઉત્તમ બાબદો તરફ ધ્યાન આપવાને દોરવે છે, અને જીંદગીને સ્વચ્છ બનાવવાને જગતની અનેક પ્રકારની સેવામાં મનુષ્ય જીવને તૈયાર કરે છે. આ જગતમાં પેદા થયલા મહાન કવિઓ, ફિલસુફો, ચિતારાઓ, જૂદા જૂદા હુન્નરનાં કારિગરો, કિસ્બીઓ, વિદ્યા શાસ્ત્રીઓ, અભ્યાસીઓ, શિક્ષકો, તબીબો, ધારા શાસ્ત્રીઓ, શિલ્પીઓ, ધર્માચાર્યો, પંડિતો, તવારીખનવેશો, લખનારાઓ, વકતાઓ, ન્યાયાધીશો, પ્રધાનો, દેશ કારોબારીઓ, સુલેહનાં અમલદારો એ સર્વે જણા દૂનિયાંનાં વધારા માટે જ્યારે બીન સ્વાર્થી જગતની સેવા કરવામાં રોકાય છે, ત્યારે તેઓ એક જાતની ઇશ્વર ભકિત કરે છે, કારણ કે તેઓની ખરાં દીલની બીનસ્વાર્થી મદદથી ખુદાનું કામ આગળ વધે છે, અને કુદરતની પેદાયશમાં સુખ સંતોષ ફેલાવવામાં તેઓ પોતાની મદદનો ફાળો આપે છે. એ રીતે તપાસતાં મનુષ્યોનાં ઉત્તમ કાર્યો ભકિત રૂપે ઇશ્વર સેવામાં કામ આવે છે, અને જગતનાં વહિવટમાં થોડા પ્રમાણમાં સાધારણ મનુષ્યો પણ પોતાનો ફાળો આપી શકે છે. એ માટે શુધ્ધ નિર્મળ જીંદગી બનાવવાને ફિલસુફી અને ધર્મમાં જગેજગ ભલામણ કરવામાં આવી છે. જરથોસ્તી ધર્મમાં પણ જીંદગીની શુધ્ધતાને ઘણી અગત્યની જગ્યા આપવામાં આવી છે, અને તન, મન અને અંતઃકરણની સફાઈ તથા નિર્મળતાને બહુ વખાણી છે, કારણ કે એ વગર મનુષ્ય પોતાનાં પેદા કરનારને પિછાણી શકતું નથી, અને જીંદગી ગુજારવાની ભલી રીતિઓ વિના ભકિતમાં સમાયલો ખરો આનંદ અને શાન્તી મેળવી શકાતી નથી. તેટલા માટે જીંદગીનાં દહાડા કેમ અને કેવી રીતે પસાર કરવા તે ખરી રીતે જાણવું માણસને માટે અગત્યનું થઈ પડે છે.

"The most important thing to learn in life, is how to live."

LORD AVEBURY.

# પ્રકરણ ૯.

## જીંદગી સાથે અમર્ગીનો સંબંધ.

આ જગતના પેદા કરનારને અમર્ગીના અને સચ્ચાઇના મૂળ તરીકે ગણવામાં આવ્યો છે. સર્વે જીવોના પિતા સમાન તે છે, અને ફિલસુફી તથા ધર્મમાં એમ જણાવવામાં આવ્યું છે કે આ જગતના બારીકમાં બારીક પદાર્થમાં પણ તેની જીંદગી કામ કરે છે, તેથી તે આખી જગતની રાહબરી કરી શકે છે, અને કુદરતનો સઘળો કારોબાર તેની દેખરેખ નીચે ચાલે છે. આ જગતની બનાવટની શરૂઆત છે તેમજ તેનો છેડો છે, પણ જગતના માલેકને શરૂઆત અને છેડા વગરનો માનવામાં આવે છે; તેથી તે અમર્ગ ગણાય છે અને તેને હમેશનો જાગૃત, અને બીન ગાફેલ, એવો એલકાબ આપવામાં આવ્યો છે. પોતાની પેદાયશના વધારાને માટે આ સાહેબ સંગીન પાયા ઉપર એક મહાન યોજના રચે છે, જે અનેક જમાનાઓ સુધી ચાલુ રહે છે. આ યોજનાને પરિપૂર્ણ કરવામાં આખી કુદરત ભાગ લે છે, અને જ્યારે આખા જગતમાં વધારાની અથવા વૃધ્ધિની ક્રિયા ચાલુ રહે છે ત્યારે તેને હસ્તી કહેવામાં આવે છે. અગણીત વર્ષો સુધી વૃધ્ધિની ક્રિયા ચાલુ થયા પછી જેમ દહાડો પછી રાત આવે છે અને કામ પછી વિસામાની જરૂર હોય છે, તેમ સૃષ્ટિની વૃધ્ધિની ક્રિયા ધીમે ધીમે ઓછી થઇ બંધ પડે છે, જેને નીસ્તી, પ્રલય અથવા બ્રહ્માની રાત કહેવામાં આવે છે. એ વેળા સૃષ્ટિની ગતિ બંધ પડે છે, સૃષ્ટિના પદાર્થની સઘળી જાતની ક્રિયાનો વેગ ધીમો પડી શાંત થાય છે, જેથી જગત ભાન ધરાવતી ચંચળ હાલતમાંથી ભાન વિનાની અથવા સાવધપણા વગરની મુંગી ઢંકાયલી શાંત હાલતમાં જાય છે, અને તેનો પદાર્થ અસ્થિર હાલતમાં નિરાંતે જગતના પિતાના આશરા હેઠળ ગુપ્ત રીતે વિસામો લે છે. એ રીતે ભાન વગરની અસ્થિર હાલતમાં ગતિ વગર લાંબો વખત રહ્યા પછી ફરી એકવાર સૃષ્ટિના પદાર્થમાં ક્રિયા થવાની શરૂ થાય છે, સઘળે ગતિ પંથરાય છે, અને દરેક રજકણમાં ગતિ પ્રદર્શીત થયાથી ઇશ્વરની જીંદગી ફરીથી કામ કરવાને શરૂ કરે છે. આ વેળા કુદરત શાંત વિસામાની હાલતમાંથી સાવધ બની જાગૃત થાય છે, અને બધી જાતના કાયદાઓનું

કામ નવેસરથી કુદરતની પેદાયશનાં વધારાને માટે શરૂ થાય છે, જેમ વૃધ્ધિનો કાયદો પણ કામ બજાવે છે. એ કાયદાને આધારે બારીક રજ-કણમાંથી પદાર્થ આગળ વધી ખનીજ પદાર્થ તરીકે જમીનનાં પેટામાં લાંબા કાળ સુધી રહે છે, અને ખનીજ વર્ગને લગતી અનેક જાતોમાંથી પસાર થઇ તેને માફક આવતો અનુભવ લે છે. તરેહવાર જાતનો ખનીજ પદાર્થ જગતનાં ખપમાં આવે છે, અને એ રીતે તેનો ઉપયોગ થયાથી વૃદ્ધિ આગળ વધી શકે છે. એક દેશનો રાજકારોબાર ચલાવવાને જેમ ઘણા અમલદારો અને દરેક જૂદાં જૂદાં ખાતાનાં અધિકારીઓ, તેઓના મદદનીશો સાથે દેશના રાજાને વહિવટ ચલાવવામાં મદદ કરે છે, તેમ કુદરતની હસ્તીનો કારોબાર ચલાવવાને જૂદા જૂદા ભાગોને લગતા અધિ-કારીઓ તેઓને સહાય કર્તા મદદગારો સાથે કુદરતની ખીજમતમાં મોજુદ રહે છે.

એ પ્રમાણે જરથોસ્તી ધર્મમાં પણ જૂદા જૂદા વર્ગોના કામોમાં તેઓને લગતા સરદારો કુદરતનાં વધારા માટે મદદ કરે છે એમ જણા-વ્યું છે, અને ખનીજ વર્ગની વૃધ્ધિ માટે, તેની રાહબરી કરવાને શહેરેવર અમેશાસ્પંદ, જોડયા મદદગારો સાથે કુદરતનાં કામમાં હમશરીક થાય છે એવું શિક્ષણ આપવામાં આવ્યું છે. જીંદગીના આગળ વધારા માટે ખનીજ વર્ગના અનુભવમાંથી ઘણે વખતે પસાર થયા પછી જીંદગી વન-સ્પતી વર્ગમાં દાખલ થવાને લાયક થાય છે, અને એવી રીતે તેને લાયક બનાવવાનું કામ કુદરતનાં મદદગારો માણસની નજરથી દૂર મિનોઇ કાયદાને આધારે શાંત રીતે ગુપચુપ કરે છે. વનસ્પતી વર્ગની અનેક નાની મોટી જાતોમાં જીંદગીને અનુભવ લેવો પડે છે, અને આ વર્ગ ખનીજ પદા-ર્થથી ચઢીયાતો ગણાય છે, કારણ કે વનસ્પતી વર્ગમાં લાગણીનું સહેજ ભાન પ્રદર્શીત થાય છે અને સૂર્યનાં તડકાંની, ઠંડીની, ગરમીની અને શરદીની અસર માલમ પડે છે. એ વર્ગમાં કામ કરતી જીંદગી બહારના અસરોને થોડા પ્રમાણમાં વધારે જવાબ આપે છે, અને બહારથી આવતી અસરો તેને અનુકુળ છે કે નહિ તે દેખાડે છે. આ વેળા તડકું, પાણી, હવા અને ખાતર એ વર્ગની જીંદગીનાં નિભાવ માટે કામ આવે છે, જેથી તેની જીંદગીનો વધારો થઈ શકે છે. ખનીજ વર્ગમાં કામ કરતી જીંદગી ખુલ્લી રીતે સુખ દુઃખનાં ચિન્હો દર્શાવી શકતી નથી, જો કે હાલની વિદ્યાએ અખતરા કરી પુરવાર કરી આપ્યું છે કે ખનીજ પદાર્થ

પણુ થાક અને સુખ દુ:ખની લાગણી અદ્રષ્ય રીતે ઘણા ધીમાં પ્રકારમાં દેખાડે છે, જેથી તેમાં જીવ છે એમ સાબેત થાય છે. પણુ એ વર્ગમાં કામ કરતી જીંદગીનું ભાન આપણુને માલમ ન પડે તેવું ઘણાજ થોડા પ્રમાણનું હોવાને લીધે સાધારણુ રીતે એ વર્ગને નિર્જીવ પદાર્થ તરીકે લક્ષ્યે છિયે, અને વનસ્પતી વર્ગમાં થતો ફેરફાર, તેનો વધારો, તેના જન્મ અને મરણુ આપણુને જણાય છે તેથી તેને જીવ-વાળી ગણવામાં આવે છે. આ વર્ગની રાહબરી અને વધારો. કુદરતનો કારોબાર ચલાવતા ફિરેસ્તાઓ, દેવતાઓ, યજદો એવે નામથી ધર્મ અને ફિલસુફીમાં ઓળખવામાં આવતી હસ્તીઓ કરે છે. ખનીજ અને વનસ્પતી વર્ગમાં જીંદગી ખુશાલી અને દિલગીરી અથવા સુખ અને દુ:ખનો જે જુજ પ્રમાણમાં અનુભવ મેળવે છે, તે જાનવરી વર્ગમાં જીંદગીને ખપમાં આવે છે.

વનસ્પતી વર્ગમાં ઘણો વખત સુધી અનુભવ લઇ જીંદગી જાનવરી વર્ગમાં દાખલ થવાને લાયક થાય છે, જ્યાં તેને સુખ અને દુ:ખનો અનુભવ વધારે પ્રમાણમાં મળે છે. તે વનસ્પતી વર્ગ કરતાં દૂનિયાના વધારે સંબંધમાં આવે છે, તેને માટે હીલચાલ અને ફરવા હરવાનું છૂટાપણું વધારે સરજાયલું છે, અને ખોરાકની શોધમાં કુદરત તેને અહિં તહિં રખડાવે છે, જેથી તેને આજુબાજુની વસ્તુઓનું સહેજ ભાન થાય છે. એ રીતે જીંદગી દૂનિયાના સંબંધમાં આવવાને અને સુખ દુ:ખનો અનુભવ લઈ જીંદગીમાં આગળ વધવાને માટે જાનવરી વર્ગની તરેહવાર જાતોમાં દાખલ થઈ, જાનવર અને પશુ પક્ષીઓને લગતા અનેક જાતના આકારો મારફતે વૃધ્ધિ કરે છે. નાના જીવ જંતુઓ, જંગલી અને વિકાળ જનાવરોમાંથી જીંદગી આગળ વધી પાળવા લાયકનાં અને મનુ-ષ્યનાં કામમાં આવે તેવાં જનાવરોમાં કામ કરતી થાય છે, તેથી તે માણુસનાં સંબંધમાં આવી શકે છે. આ સંબંધને કુદરત ઉપયોગમાં લે છે અને જાનવરી જીવોની વૃદ્ધિમાં તે મદદ કરે છે, અને ત્યાર પછી માણુસનાં વર્ગમાં જીંદગી દાખલ થાય છે.

ખનીજ, વનસ્પતી અને જાનવરી વર્ગોમાં જીંદગીને જે અનુભવ થાય છે, તેનો સઘળો સમુદાય એકઠો થઇ તેમાં કામ કરતી સર્વે જીંદગીને પરિણામ રૂપે ફળ તરીકે વહેંચાય છે, એટલે ખનીજ વર્ગમાં દાખલ થયલી જીંદગી માટે એક રાહબર હોય છે, જેને ખનીજ વર્ગની સામટા જથ્થાની જીંદગી માટે રાહબરી કરવું

સ્થાન ગણવામાં આવે છે, જેમાં ખનીજ વર્ગને લગતો અનુભવ રૂપી અર્ક એકઠો થાય છે; અને જ્યારે જીંદગી વનસ્પતી વિભાગમાં દાખલ થાય છે, ત્યારે આ અનુભવ રૂપી અર્કની ખનીજ પદાર્થને લગતી સર્વે જીંદગી માટે એક સરખી રીતે વહેંચણી કરવામાં આવે છે. જ્યારે વનસ્પતી વિભાગમાંથી જીંદગી આગળ વધે છે ત્યારે જેટલા પ્રમાણમાં તેણે ખુશાલી, દિલગીરી અને સુખ દુઃખની લાગણીનો અનુભવ કુદરત તરફથી મેળવ્યો હોય છે, તે સર્વે અનુભવનો સામટો સંગ્રહ વનસ્પતી વર્ગને લગતા એક મુખ્ય રાહબર અથવા સ્થાનનાં ભાનમાં એકઠો થાય છે, અને જાનવરી વર્ગમાં જ્યારે જીંદગી દાખલ થાય છે ત્યારે આ અનુભવ રૂપી અર્ક જાનવરી વર્ગમાં દાખલ થયલી સર્વે જીંદગીમાં એક સરખા રૂપે ફરીથી વહેંચાય છે.

જીંદગી જ્યારે પાળવા લાયકનાં અને માણસનાં ખપમાં આવે એવી જાતોનાં જાનવરી વર્ગમાં દાખલ થાય છે, ત્યારે માણસનાં સમાગમમાં આવ્યાથી તેનામાં શરૂઆતની મનશક્તિનું બીજ પડે છે, કારણ કે માણસ મહેનત લઇ સંભાળથી ઉંચા વર્ગનાં જાનવરોને પોતાની હોશિયારી અને અક્કલનાં જોરે કેળવે છે, તેઓને પોતાનાં ઉપયોગમાં લે છે, તેથી કુદરત એ વર્ગમાં કામ કરતી જીંદગીને આગળ વધારવાને માટે તેનામાં શરૂઆતની મનશક્તિની બક્ષેશ કરે છે, જેથી એવાં પાળવા લાયકનાં હોશિયાર અને ઉપયોગી જાનવરોની વૃધ્ધિ આગળ વધે છે, અને તેઓ માણસનાં વર્ગમાં દાખલ થવાને લાયક થાય છે. ઉંચી જાતનાં જાનવરોની જીંદગી એ રીતે દૂનિયાં અને માણસનાં સમાગમમાં આવ્યાથી તેઓ પોતાને માટે એકેકું જૂદુ સ્થાન ધરાવવાને લાયક થાય છે, અને તેઓમાં મન શક્તિનું બીજ આવ્યાથી તેઓની જીંદગી આખા જાનવરી વર્ગથી છૂટી પડવાને લાયક થાય છે, અને શરૂઆતની મન શક્તિ તેઓની જીંદગી માટે રાહબર થાય છે. વનસ્પતી વર્ગ કરતાં જાનવરી વર્ગમાં જૂદી જૂદી લાગણીઓનું ખીલવું વધુ પ્રમાણમાં થાય છે, અને ભિન્ન જાતની પ્યારની તથા ધિક્કારની વિરોધ લાગણીઓ એ વેળા જાનવરી વિભાગનાં જીવોમાં થોડા પ્રમાણમાં જાહેર થાય છે. એ રીતે જીંદગીમાં લાગણીઓ પ્રદર્શીત થયાથી ઉંચ વર્ગનાં જાનવરો માટે આગલ વધવાને સારૂ કુદરત તરફથી એક તક બક્ષવામાં આવે છે, અને તેઓ પોતાનામાં કામ કરતી લાગણીઓનાં જોરે દરેક પોતાને માટે એક જૂદું સ્થાન ધરાવવાને લાયક થાય છે, જેથી તેઓ શરૂઆતની મનશક્તિનું

બીજ મેળવવાને યોગ્ય થઇ, માણસનાં વિભાગમાં જંગલી માણુસની હાલતમાં આવી પુગવાને સામર્થવાન થાય છે. માણુસાઇ હાલતનો આ સૌથી નીચલો તબક્કા ગણાય છે, અને જંગલી અવસ્થામાંથી એક સુધરેલાં ઇનશાનની પંક્તિએ પહોંચતાં લાંબો કાળ વહી જાય છે. તે દરમ્યાન માણુસાઇ હાલતમાં જીંદગી અનેક જાતનો અનુભવ અને જ્ઞાન લઇ પાયરી દર પાયરી આગળ વધે છે, અને આ વધારાને માટે તેને અનેક જન્મો આ પૃથ્વી ઉપર લેવા પડે છે, જેથી રફતે રફતે જંગલી અવસ્થાની જીંદગીનો સુધારો થઇ શકે છે. જંગલી અવસ્થામાં માણુસ ડરથી, વહેમથી અને આંધળાં એકીનથી કુદરતનાં પિતાને અને તેની અચંબો પમાડનારી શક્તિઓને પુંજે છે. અને તેની આરાધના કરી જીંદગી ભોગવવાને મદદ માંગે છે. સુધરેલી હાલતમાં આવતાં માણુસ કુદરતના કાયદાઓને પિછાણુતાં શીખે છે, અનુભવથી કુદરતનાં બનાવનાર ઉપર ઇતબાર રાખી જીંદગીની લડત ચલાવવાને હિંમતવાન થાય છે, દુઃખની વખતે શોકાતુર બની ઇશ્વર ભક્તિ તરફ મન લગાડે છે, અને જીંદગીમાં ફતેહ મેળવવાને પ્રાર્થનાં કરી ખુદાની સહાયતા માંગે છે. એ વેળા તે ધર્મનાં શિક્ષણો અને ધર્મની જુદી જુદી ક્રિયાઓ ઉપર ધ્યાન આપી પોતાના સ્વભાવમાં, ચાલ ચલણમાં અને જીંદગીની રીતિઓમાં તેને મળેલું છૂટાપણું, જીંદગીની તકો અને ઇચ્છા શક્તિનાં આધારે સુધારો કરી શકે છે, જેથી તેનાં મનની વલાંણો અને અંતઃકરણમાં પેદા થતા જુસ્સાઓ ઉપર મરજી પ્રમાણેનો કાબુ રાખતાં તેને આવડે છે.

એ રીતે જીંદગી ખરી ભકિતની ઉંચી હાલતે પુગવાને તૈયાર થાય છે, અને ભકિતની મારફતે માણુસની જીંદગીની આ હાલત લાવવાને સારૂ તેને અથાગ મહેનત લેવી પડે છે. વળી મનની શંકાઓ દૂર કરવાને જ્ઞાન તથા અનુભવ લેવાનો હોય છે, જેથી આંધળાં એકીનથી ઇશ્વરને ચહાવાને બદલે વિશ્વાસ અને ખરા ઇતબારથી તેને ઓળખવાને કોશેષ થઇ શકે છે. જંગલી અવસ્થામાં રહેલો ડર અને વહેમ ખુદા તરફનો સાચ્ચો પ્યાર અને જ્ઞાન સાથની આસ્થામાં ફેરવાય છે તેથી કૂદરતને વફાદાર રહેવાને બની શકે છે. જીંદગી જ્યારે સ્વચ્છ થઇ, જ્ઞાન અને અનુભવ સાથની નિર્દોષતા તેનામાં જાહેર થાય છે ત્યારે કુદરત તરફનું મનન, ખુદાનો પ્યાર અને તેના ગુણોની નકલ કરવાને બની શકે છે, અને તે વેળા માણુસાઇ જીંદગીને તેના ખરા દરજ્જા ઉપર પુંગાડવાને

ખરી ભકિત મદદ કરે છે. આ પંકિતએ પુગેલું માણસ ધીમે ધીમે કુલ આલમને ચહાતાં શીખે છે, આખી કુદરત સાથે પોતાની જીંદગી સમાધાનીમાં લાવી સર્વે સાથે એકયતા જાળવી રાખે છે, અને એ રીતે વૃધ્ધિમાં દર પગલે આગળ વધી છેવટે માણુસની જીંદગીનાં ઉંચા તબકકા ઉપર આવે છે, જે વેળા ભંકિતમાં સમાયલો ખરો આનંદ અને શાન્તી તે મેળવી શકે છે. જીંદગીની ફિકર, ચિંતાઓ અને દુઃખોનો છેડો લાવવાને તેનાથી બની શકે છે; અને એ રીતે સ્વચ્છ થયલી જીંદગી સંપૂર્ણતાની ટોંચે ભકિતની મદદથી પુગે છે. ખુદાનું મનન અથવા ઉંચી જાતની ખરી ભકિત એ હાલતે પુગેલાં માણુસનાં જીવને જન્મ મરણનાં ચક્રાવામાંથી મુકત કરે છે, જેથી તેનાં જીંદગીનાં દુઃખોનો છેડો આવે છે, અને તેવો મુકત થયેલો જીવ પોતાની રાજીખુશીથી કુદરતનાં પિતાની મહાન યોજનામાં મદદ કરવાને તેના કારોબારમાં પોતાને લાયકનો ભાગ આપે છે, જેથી એવી ઉંચ ગતિએ પુગેલા મહાન જીવોને કુદરતને મદદ કર્તા અને તેના કારોબારીઓ તરીકે ફિલસુફી તથા ધર્મમાં ગણવામાં આવ્યા છે.

The soul, by each conflict, by each good deed, by each word of prayer, seems to get nearer to Him.

FARRAR.

એ રીતે તપાસતાં આપણને માલમ પડે છે કે ભકિતનો ઉંચો પ્રકાર માણસનાં જીવને ખુદા સાથે મેળવે છે; તેનામાં ખુદાઇ ગુણો અને શકિતઓને ખીલવીને બહાર લાવવામાં મદદ કરે છે; દુઃખ સુખનાં, જન્મ-મરણનાં ચક્રાવામાંથી માણસનાં જીવને મુક્ત કરવામાં સાધન રૂપે કામ આવે છે; કુદરતની સઘળી પેદાયશ માટે તેના જીવમાં પ્યાર ઉત્પન કરે છે; જેથી જીવનાં સર્વે જાતનાં બંધનો દૂર થતાં જાય છે; અને આયંદે જીવ તેના બનાવનાર સાથે ભકિત મારફતે એકચિત્ત થઈ તેનામ લીન થઇ જાય છે. ભકિતનો અર્થ એ છે કે મનુષ્યનાં મનમાં ઇશ્વર અથવા આ જગતના પેદા કરનાર માટે રહેતી ચાલુ યાદ અને તેને માટે મનુષ્યનાં અંતઃકરણમાં ચાલુ રહેતો પ્યાર. તેથી માણસનાં જીવમાં સમાધાની અથવા સમતોલપણું આવે છે અને જીંદગીની ખરાબી થતી અટકે છે. જેમ એક વહાણને માટે સુકાન અગત્યનું છે તેમ સમતોલપણુ જીવનાં ફાયદા અર્થે જીંદગીનાં સુકાનની દોરીને સીધે રસ્તે ખેંચે છે. જેમ એક પક્ષીને બે પાંખો અને એક પૂછડીની ઉડવાને માટે જરૂર હોય

છે, તેવી રીતે જીવને માટે આ દુનિયાની મુસાફરીમાં ફતેહ મેળવવાને ભકિત તથા જ્ઞાનની બે પાંખો જરૂરની છે ; અને તેની સમાધાન અવસ્થા જીંદગીને ખરાબે અથડતાં એક સુકાન માફક કામ આવે છે. માણસનો જીવ ઇશ્વરનો પ્રતિરૂપ હોવાથી ઇશ્વરી ગુણો અને શકિતઓ તેનાં શરીર, મન અને અંતઃકરણ મારફતે તેની જીંદગીમાં જાહેર થવાનો સંભવ હોય છે, તેથી જૂદે જૂદે પ્રસંગે અનેક રીતે માણસ ઇશ્વરની અથવા તેની અદભૂત શકિતઓ અને ગુણોની ભકિત અથવા સેવા કરે છે. એ સર્વે તેનો સંબંધ આ જગતનાં બનાવનાર સાથે જોડવામાં મદદ કરે છે, તેથી જીવમાં લાયકાતો વધે છે, અને એ સંયોગને મનુષ્ય જીંદગીની ઉંચી હાલત તરીકે ફિલસુફી તથા ધર્મમાં લેખવામાં આવ્યો છે.

The world is full of wonders, but nothing is more wonderful than Man.

SOPHOCLES.

ખુદાની શકિત આખી જગતમાં પ્રસરી રહેલી હોવાથી પ્રસંગ આવતાં માણસનું ભાન આ ઉંચ ગતિએ પુગી શકે છે, અને તેની પેદાયશનાં સર્વે જીવો પોતાનાં ભાનની શકિત, હોશિયારી અને બુધ્ધિ બળની ગુન્જાસ માફક કુદરત અને તેના બનાવનાર માટે કલ્પનાં કરી મનમાં સમજી શકે છે. તેથી જીવનો ખુદા સાથે પુર ભાન સહીત સંયોગ થવામાં મનુષ્ય જીંદગીની અનેક જાતની તકો અને સંજોગો ઉપર આધાર રહે છે, અને એ પ્રસંગ મેળવવામાં વિલંબ યા ઉતાવળ થઈ શકે છે. માણસનું ભાન જ્યારે એ જાતની ચઢતી હાલતમાં જાય છે, ત્યારે કુદરતનાં કાયદાઓની બારીકી તેને માલમ પડે છે ; તે કાયદાઓને કેવી રીતે પોતાની જીંદગીમાં કામે લગાડવા તે તેને આવડે છે ; કુદરતનાં દરવાજા તેનાં મનની નજર આગળ ખુલ્લા થાય છે તેથી તે કુદરતને પિછાણી શકે છે ; અને તેના જીવની ગુપ્ત રહેલી શકિતઓ અને ગુણો સુસ્ત હાલતમાંથી ચંચળ થઇ તેની જીંદગીમાં બહાર ખીલી આવી જાહેર થાય છે, જેથી જીવ જીંદગીનાં જૂદાં જૂદાં બંધનોમાંથી છુટો થઇ શકે છે.

જગતનાં વખણાયલા મહા પુરૂષો ખુદાનાં પ્રતિબિંબ રૂપે હોય છે, અને દરેક માણસમાં ખુદાનુ કિરણ હોવાને લીધે સર્વ જણો જીંદગીની ઉંચી ગતિએ પુગવાને લાયક થાય છે. પણ જ્યાં સુધી માણસ પોતાની મરજીથી ઉત્સાહ રાખી મહેનત લઈ જીંદગીનો સુધારો કરતું નથી, ત્યાં

સુધી જગતનાં મહા પુરૂષો તેને મદદ કરી શકતા નથી. કહેવત છે કે "ગુરૂ વિનાં જ્ઞાન આવતું નથી," અને તેની સચ્ચાઈ આપણી જીંદગીમાં માલમ પડે છે, કારણ કે કોઈ પણ જાતનાં વિદ્યા અભ્યાસ માટે તેને લગતા શિક્ષકો માણસની જીંદગીમાં જરૂરના છે, જેથી અમુક વિદ્યાને લગતું શિક્ષણ સહેલાઇથી મેળવી શકાય છે, અને શિક્ષકને જોઇને મનુષ્ય પોતાની જીંદગીને આગળ વધારવાને ઉત્તેજન લઈ શકે છે. શિષ્ય જો રાજી થઈ ગુરૂ પાસે જ્ઞાન લે છે, અને શિક્ષણ પ્રમાણે જીંદગીને ઘડે છે, તો ગુરૂ અથવા શિક્ષકની હાજરી તેને માટે ફાયદાકારક થાય છે. જેમ એક નાના કોમળ ઝાડનાં રોપા માટે સંભાળ અને બચાવની જરૂર છે તેમજ તરૂણ વયનાં ઉછરતા જીવો માટે મનુષ્ય જાતનાં રાહબરો અને શિક્ષકો મનુષ્ય જીંદગીનો બચાવ કરે છે, તેની સંભાળ લે છે અને જીંદગીમાં આગળ વધવાને પોતાની જીંદગીનો ધડો આપી તેની ગતિ અને બળમાં વધારો કરે છે. સંભાળ અને કાળજીથી નાનો રોપો મોટાં ઝાડ તરીકે ઉગી મીઠાં ફળો આપે છે, તેમ નાની વયનાં જીવો જીંદગીની શુધ્ધતા મેળવીને પુખ્ત વયે ચઢતા પ્રકારની જીંદગીનું ભાન મેળવી શકે છે અને ભકિતનાં મીઠાં ફળો પ્રાપ્ત કરવાને તેઓ યોગ્ય થાય છે.

બે જાતનાં આદમી ભકિત અથવા બંદગી કરી શકતાં નથી, એક જાતનાં માણસો ભાન વિનાનાં પશુ સમાન આદમીઓ અજ્ઞાનતાને લીધે બંદગી કરવાની જરૂર જોતાં નથી, અને બીજી જાતનાં જેઓ મુકત થયલા જીવો ગણાય છે, તેઓએ પોતાની જીંદગી ઇશ્વરમાં એક કરેલી હોવાથી બંદગી કરવાની જરૂર તેઓ માટે રહેતી નથી; કારણ કે તેઓએ ખુદાને પિછાણ્યો છે, અને આખી કુદરત સાથે પોતાની જીંદગીને સમાધાનીમાં લાવી કુદરતનાં કારોબારમાં ભાગ આપવાને લાયકાત મેળવી તેઓની જીંદગી ઇશ્વિર સાથ એક કીધી છે. જીંદગીનાં વચલા તબકકા ઉપર બંદગીની ગરજ પડે છે, અને દૂનિયામાં ભલાઇ તથા ભૂંડાઈ વચ્ચે જે ચાલુ લડત ચાલે છે, તેમાં ભલાઈની બાજુમાં ઢચુપચુ મન અને લાગણીઓને અચલ રાખવાને બંદગીની મદદ મેળવવાની અગત પડે છે. તેથી આપણે તરેહવાર રીતે માણસોને બંદગી કરતાં જોઇયે છિયે. ખુદાની મહાન શકિતઓને અનેક રૂપમાં ચિતારી ઇશ્વર તરીકે ભકિતભાવથી તેઓની સેવા અથવા પુજા કરવામાં આવે છે; અને તેઓને ઇશ્વિરનાં સ્વરૂપો સમજી માણસ પોતાનુ ચિત્ત તેઓને લગતા ખાસ ગુણો ઉપર લગાડે છે, અને તેઓની મારફતે ખુદાને પિછાણવાની કોશેષ કરે છે. એ માટે ધર્મમાં આપણને દેવતાઓ

અને ફિરેસ્તાઓને લગતી અનેક જાતની ક્રિયાઓનું કામ જોવામાં આવે છે, જે માણસને ભકિતના ઉંચા માર્ગ ઉપર જવાને લાયક કરે છે. ભકિતના છેલ્લા તબક્કા ઉપર માણસનાં વિચારો તથા લાગણીઓને સ્થિર કરવાને અથવા તેઓ ઉપર કાબુ રાખવાને એ જાતની મદદ લેવાની જરૂર રહેતી નથી, પણ શુધ્ધ વિચારો અને લાગણીઓની મારફતે ભકત પોતાનું ચિત્ત ઇચ્છા શકિતનાં બળથી એકલા ઇશ્વરમાં લગાડી શકે છે, અને તેની જીંદગી ચઢતા પ્રકારની થયલી હોવાને લીધે માત્ર ઇશ્વરની ભકિત મારફતે જીંદગીનાં દુઃખોનો છેડો લાવી શકે છે.

જગતનાં ઇતિહાસમાં માલમ પડે છે કે ચોક્કસ વખતે મનુષ્ય જીંદગીનું રક્ષણ કરવાને ઇશ્વિરી ગુણો અને શકિતઓ ધરાવતા મહાન નરો વારંવાર આ દૂનિયામાં પેદા થાય છે અને માણસની જીંદગીનો સુધારો કરવામાં મદદ આપે છે. "ભગવદ ગીતા" જે હિન્દુ ધર્મનું મહાન પુસ્તક ગણાય છે તેમાં જણાવ્યું છે કે બૂરાઇનો નાશ કરવાને અને મનુષ્ય જીંદગીને સચ્ચાઈ તથા ભલાઇનાં માર્ગ ઉપર દોરવવાને અલંકારીક રીતે ખુદા પોતે મનુષ્યનું રૂપ ધારણ કરી આ દુનિયામાં પ્રગટ થાય છે, અને ગેર વ્યવસ્થા દૂર કરી મનુષ્ય જીંદગીનો બચાવ કરે છે.

"Whenever virtue subsides and wickedness prevails, I manifest myself. To establish virtue, to destroy evil, to save the good I come in every age."

જરથોસ્તી ધર્મમાં પણ એ રીતનો ખુલ્લો પુરાવો માલમ પડે છે કે દૂનિયામાં અનીતિ, ગેરબંદોબસ્ત અને બૂરાઇનું જોર વધવાથી દૂનિયાનો આત્મા પોકાર કરી ખુદાને અરજ કરે છે કે સત્ય અને ભલાઇનો જય કરવાને કોઈ મહાન નરને મોકલવો જોઇએ; તે વેળા ખુદા સ્પીતમાન જરથુસ્ત્ર જેવા નરને લાયક ધારી આ દૂનિયામાં અવતાર આપવાનું પસંદ કરી દૂનિયાનાં આત્માને શાંત કરે છે. આ ભાગ્યવંત પુરૂષનાં જન્મયાથી અનેક જાતની બદીઓનો નાશ થાય છે, અને જીંદગીનાં ખરા માર્ગ ઉપર ચાલવાને તનની અને મનની સ્વચ્છતા, જીંદગીની શુધ્ધતા અને પવિત્રાઇ તથા સારા વિચારો, વચનો અને કામોને લગતા કાયદાઓનો ઉપયોગ કરવાને માણસને શીખાડવામાં આવે છે, અને એક વાર ફરીથી મનુષ્ય જીંદગીને ભલાઇનાં ખુદાઇ માર્ગ તરફ દોરવવાને કોશેષ કરે છે.

ખુદાને પહોંચવાને માટે ભકિતનો માર્ગ પહેલાં સહેલો લાગે છે,

પણ ઉંચ ભકિતમાં દરેક જાતનાં સારા ગુણો, નિર્મળ શુધ્ધ જીંદગી અને દૂનિયાને લગતી અશુધ્ધ મોજમઝાહનો ત્યાગ સમાયલો છે, તેથી ભકિતનાં માર્ગમાં પણ તેને લગતી મુશ્કેલીઓ હોય છે, અને એટલું સહેલથી ભકિત મારફતે ઇશ્વરમાં માણસનો જીવ લીન થઇ શકતો નથી. કારણ કે જીવ આ દૂનિયાની દરેક રીતના માયામાં લપટાયલો હોવાથી તેમાંથી તેને છૂટવું મુશ્કેલ પડે છે, અને તે માટે ખરા ભકતો દૂનિયામાં થોડા હોય છે. જ્યારે એક ભકતનાં મનના વિચારો અને લાગણીઓ મારફતે જાહેર થતો પ્યાર માત્ર ખુદા તરફ ખેંચાય છે ત્યારે તેની ખાસીયતોમાં સુધારો થઇ શકે છે, અને ધીમે ધીમે તેની જીંદગી શુધ્ધ થઇ ઇશ્વિરને પિછાણવાને શકિતવાન થાય છે. ઉંચ ભકિતમાં એક ભકત દૂનિયાની સઘળી વસ્તુઓમાં અને માણસાઇ ખુબસુરતીમાં ઇશ્વરનો પડછાયો જુવે છે; અને સર્વે પેદાયશનાં ભિત્તરમાં રહેલી જીંદગીને ખુદા તરીકે ઓળખી તેને માન આપતાં શીખે છે, પણ સઘળી જાતનાં વલગણોથી પોતાના જીવને નીરાળો રાખી માત્ર ઇશ્વિર તરફ લક્ષ આપે છે, અને આયંદે પોતાના પ્યારની વસ્તુ જે ઇશ્વિર છે તેમાં એક થઇ જાય છે. અષો સ્પીતમાન જરથુસ્ત્રે પણ થોડાં વર્ષો એકાંતવાસમાં ખુદાનું મનન અને બંદગી કરવામાં માણસની નજરથી દૂર એક પહાડનાં ગુફામાં પસાર કર્યાં હતાં, અને તે વેળા તેવણની એક નેમ માત્ર ઇશ્વરનાં દર્શન અને દીન અથવા ધર્મ માટે વાતચીતની હતી. તેવણની એ મુરાદ ખરાં દીલથી જીંદગીની શુધ્ધતા સાથની ભકિત અને ખુદાનાં મનન મારફતે પાર પડી હતી. ત્યાર પછી તેવણે પોતાનો ધર્મ ફેલાવાનું કામ શરૂ કર્યું, અને જે જ્ઞાન બંદગી મારફતે મનુષ્ય જીંદગીનું સાર્થક કરવાને મળ્યું હતું, તે તેવણ દીન સ્થાપીને ઘણી મુશ્કેલીઓ વેઠી પ્રસિધ્ધ કરવાને ફતેહમંદ થયા હતા. લોર્ડ બુધ્ધને પણ ધર્મનું જ્ઞાન મળે તે અગાઉ થોડાં વર્ષો એક ચિત્તે ખુદાને યાદ કરી તેની ઉપર મનન અથવા વિચાર કરવામાં જંગલમાં પસાર કરવાં પડયાં હતાં; જેથી કંઈ પણ જાતની હરકત વગર કુદરતનાં શાંત એકાંતવાસમાં મનનાં વિચારો અને જીગરનાં પ્યારને ખુદા તરફ લગાડી, સ્વચ્છ જીંદગીનાં બળથી ધર્મને લગતું જ્ઞાન મેળવી તેના કાયદાઓ મનુષ્યનાં ભલાંને માટે દૂનિયામાં પાછા આવી જાહેર કર્યા હતા. એ ઉપરથી જણાય છે કે એવી વેળાએ મુખ્ય ખેંચાણ ખુદા તરફનું રહેલું હોવાથી બીજાં બધાં દૂનિયાંને લગતાં ખેંચાણો દૂર થઇ જાય છે, અને માત્ર ખુદાનો પ્યાર તેઓનાં દિલમાં વાસો કરે છે.

## પ્રકરણ ૧૦.

### હાલની વિદ્યા ધર્મ અને ફિલસુફીએ બંદગીનો કરેલો સ્વિકાર.

ખુદા ઉપરના એતેકાદ તથા વિશ્વાસમાં ભકિતથી વધારો થાય છે, તથા ભકિતને ખરાબ લાગણીઓ અને વિચારોને શુધ્ધ કરનારાં સાધન તરીકે મનુષ્ય પોતાની જીંદગીમાં વાપરે છે અને તેનો ફાયદો તે મેળવી શકે છે. હાલની વિદ્યા જણાવે છે કે આ દૂનિયામાં એક જાતનો પદાર્થ વ્યાપી રહેલો છે, તે જુદી જુદી જાતના બારીક અણુઓનો બનેલો હોય છે, અને તેમાં બે મુખ્ય કાયદાઓ કાર્ય કરે છે. એકને આકર્ષણ અથવા ખેંચાણ ઉત્પન્ન કરનારી શકિત તરીકે ગણવામાં આવે છે, અને બીજા કાયદાને અટકાવ લાવનારો અથવા સામું પાછો હઠાવનારો લેખે છે. આકર્ષણ અથવા ખેંચાણ કરનારા કાયદાને આધારે પદાર્થનાં અણુઓ એક બીજાં સાથે સમાધાનીમાં હળી મળીને રહી શકે છે; પાછો હઠાવનારો અને નડતર લાવનારો કાયદો ચોક્કસ જાતનાં પદાર્થની બાંધણીમાંથી તેના જાતિ સ્વભાવથી ઉલટો ગુણ અને ખાસીયત ધરાવતાં અણુઓને બહાર હડસેલી કાઢે છે; તેથી પદાર્થમાં તરેહવાર જાતનો તફાવત, જૂદી જૂદી જાતનું રૂપ, રંગ, ગુણો, શક્તિઓ અને ચડતા અથવા ઉતરતા પ્રકારનાં વર્ગોમાં તે ગોઠવાયલો જણાય છે. ગરમીની અસરથી પદાર્થ ખિલે છે, ફુલે છે, તેની લંબાઇ અને પહોળાઇનાં વિસ્તારમાં વધારો થાય છે, અને ઠંડીની અસરથી પદાર્થ સંકોચાય છે, તેનો વિસ્તાર ટુંકો થાય છે. અજવાળું અથવા રોશની પદાર્થની મલિનતા દૂર કરે છે, તેને કોહવાટ અથવા સડો લાગતો અટકાવે છે, અને જીંદગીને ઈજા કરે તથા તેને હાનિ પુગાડે તેવા ખુલ્લી આંખે ન દેખાય એવા નાનાં જંતુઓનો નાશ કરવામાં ઉપયોગમાં આવે છે; અને રોશનીની મદદથી આખી જગતમાં જીવન શક્તિનો પ્રવાહ ચાલુ આવે છે, તેથી અજવાળુ અથવા રોશની જગતને નિભાવવામાં રક્ષણ કર્તા અને પોષણ આપનારૂં એક અગત્યનું તત્વ ગણાય છે. પ્રકાશ વગરનો અંધકાર દુ:ખ દરદનું જોર વધુ ફેલાવે છે, રોશનીનાં કિરણ વગર જલદીથી પદાર્થમાં સડો લાગે છે અને જીંદગીને નુકસાન પુગાડી તેનો નાશ થાય છે.

ભકિતમાં ખુદા તરફ આકર્ષણ અથવા ખેંચાણ લાવનારી શકિત સમાયલી છે, જેથી કુદરત તરફ આદમીનો ચાહ વધે છે અને સર્વે પેદાયશ સાથે તેની જીંદગી સમાધાન અવસ્થામાં આવે છે, જેના પરિ-

ણામમાં માણસ જીંદગીની લડતો વચ્ચે સંતાપ, સબુરી, હિમ્મત અને શાંતિનું સુખ મેળવી શકે છે. ભકિત મનુષ્યનાં જીવમાં જોશ ઉત્પન્ન કરનારાં બળ તરીકે ગણાય છે, જેથી ઉંચા પ્રકારની ભકિત માણુસનાં ભલા વિચારો અને લાગણીઓમાં વધારો કરે છે, અને પરિણામમાં માણુસનું મન અને જીગર ભલાઇના રસ્તા ઉપર ચાલવાને માટે ભકિતથી આગળ વધે છે, પોખાય છે, અને તેના વિસ્તારમાં વધારો થાય છે. એ કારણુને લીધે ભકિત માણુસની વૃદ્ધિમાં વધારો કરનારૂં અને તેની ગતિમાં ઝડપ લાવનારૂં સાધન તરીકે લેખાય છે, અને તેના મંત્રોમાં માણુસની વૃત્તિઓ, વિચારો, લાગણીઓ અને ખાસીયતોમાં શુધ્ધતા લાવનારૂં બળ સમાયલું હોય છે. ભકિતની રોશની જીંદગીનાં દોષો અને ખામીઓ દૂર કરવાને ખપમાં આવે છે, જીંદગીનાં બચાવ અર્થે એની મદદથી આ ભવસાગર તરવામાં ફતેહ મળે છે; જીવને નુકસાન પુગાડે તેવા લોભ લાલચની પ્રપંચી જાળમાં ફસી પડતાં માણુસનાં જીવને બચાવે છે, તેટલા માટે ભકિત જીંદગીનાં સંકટોનું તારણુ કરનારૂં અને આફતની વેળા રક્ષણુ આપનારૂ સાધન ગણાય છે. જરથોસ્તી ધર્મમાં જણાવ્યું છે કે ભલું મન અને રાસ્ત કામોથી માણુસ અહુરમજદની નજદીક પહોંચી શકે છે, અને પવિત્ર માથ્રવાણી જીંદગીની બેહતરી કરવાને તથા જગતમાં આબાદાની ફેલાવવામાં મદદ કરે છે, માટે માણુસે ભકિતની ખુબીઓ પિછાણી તેના બુલંદ ગાથાઓમાં સમાયલો બોધ તથા જ્ઞાન હાંસલ કરવાની જીજ્ઞાસા રાખવી જોઇએ. અહુરમજદ અથવા ખુદાને માણુસનો ઉત્તમ "દોસ્ત" (મૂળ) તરીકે ગણ્યો છે, અને તેની દોસ્તી મેળવવાનો માર્ગ નેક વિચારો, સારા સખુનો અને રાસ્ત કામોનો બનેલો છે, અને તેની ભકિત અથવા તેની કીર્તિનાં ગાયનો માણુસ તરફની એક ઉમદા ભેટ તરીકે આ મહાજ્ઞાની સાહેબ સ્વિકારે છે, એવું શિક્ષણુ પહેલા ગાથામાં આપવામાં આવ્યું છે. બીજા ગાથામાં એવો બોધ આપવામાં આવ્યો છે કે માણુસનું ભલું ચાહીને ખુદાએ સુખ દુઃખ પેદા કર્યું છે, ખુદાનો વસવાટ રાસ્ત અને નીતિનાં માર્ગોમાં હોય છે, ભલી અથવા બૂરી કરણીનાં પરિણામો માણુસને જીંદગીમાં ભોગવવાં પડે છે, જીંદગીનું રક્ષણુ કરવાને સારા વિચારો સાથનું ભલું મન બનાવવાની અગત્ય છે, દુષ્ટ માણુસને માટે દુઃખ અને રાસ્ત તથા ભલાં માણુસને માટે સુખનું ઇનામ મુકરર કર્યાં છે. ભલું મન, રાસ્તી, અને નીતિનાં ભલા માર્ગોને ઉત્તમ દોલત

તરીકે લેખ્યા છે, જેથી દૂનિયાંનું સુખ અને અમર્ગી મેળવી શકાય છે. બંદગીનાં કલામો જીંદગીની પારસાની કરનારા, આફતની વેળા રક્ષણ આપનારા ગણવામાં આવ્યા છે. જેમ બાપને દીકરો પ્યારો છે, તેમ ભક્તને ખુદા વહાલો લાગે છે, અને માત્ર તેની ભક્તિમાં તેની જીંદગીનો આનંદ અને સુખ સમાયલું હોય છે.

"Religion to a true believer is like water to a fish; it is his element, he lives in it, and he could not live out of it."

J. NEWTON.

Democritus looked to the soul as the ennobling part of man. Epicurus also rated the spirit above the body; the pleasure of the body being that of the moment while the spirit could draw upon the future and the past.

Above us, below us, beside us are worlds without end. The worlds come and go, attracting new atoms out of limitless space, or dispersing their own particles.

LUCRETIUS.

The Italian philosopher Giordano Bruno revived the notion of the infinity of worlds in 1592.

પુરાણા કાળથી ફિલસુફીમાં રવાન અને આત્માં તથા ફરોહરને માણુસનાં શ્રેષ્ટ ભાગો તરીકે ગણેલા છે. શરીરને લગતી મોજમઝાહોને પળવારની અને નાશવંત સમજવામાં આવે છે, જ્યારે રવાન અને આત્માં અમર તત્વો તરીકે ગણાય છે, અને માણુસની જીંદગીનો ઉધ્ધાર લાવનાર અને ભૂત ભવિષ્યને પિછાણુનાર તરીકે માણુસની જીંદગીમાં તેઓ કામમાં આવે છે. ભક્તિની મારફતે માણુસનાં આ અમર તત્વોનું બળ વધે છે, તેઓની શક્તિઓમાં વધારો થાય છે, અને કુદરતનું છૂપું જ્ઞાન આ તત્વોની મારફતે માણુસ ભક્તિનાં બળથી મેળવી શકે છે. કુદરતનાં ખજાનામાં અનેક પ્રકારનું જ્ઞાન સમાયલું છે, અને અગણિત સૂર્ય મંડળોની હસ્તીનો સ્વિકાર હાલની વિદ્યા તથા ફિલસુરી કરે છે, અને તેઓને લગતું થોડું જ્ઞાન લેવાને અને અનુભવનાં સિધ્ધા રસ્તા ઉપર ચાલવાને ભક્તિનું સાધન ખપમાં આવે છે.

વિજળીક બળે દૂરનાં સ્થળોએ સંદેશો પહોંચાડવાનું કામ હાલનાં વખતમાં અજાયબી ઉત્પન્ન કરતું નથી, એને લગતું કામ કરનાર માણુસ મુખ્ય કરી એ વિદ્યાને લગતું જ્ઞાન, વિજળીક યંત્રો અને તારનાં દોરડાં

ઉપર પોતાનાં કામની ફતેહનો આધાર રાખે છે, અને તેઓની મારફતે દુનિયાંનાં બીજા ભાગો સાથે સંબંધમાં આવે છે. તારનાં દોરડાંઓને કાપી નાખ્યાથી અથવા વિજળીક યંત્રોમાં કોઇ પણ જાતની ખામી રહેલી હોય તો સંદેશો મોકલવાનું અને મેળવવાનું કામ જ્ઞાની અને અનુભવી માણસથી પણ બની શકતું નથી, તે માટે સંદેશો પુગાડનારાં આ હથિયારોને ઘણી સંભાળ અને કાળજીથી સારી રીતે રાખવાં પડે છે, તેમ રવાન અને આત્મા માણસનાં મનનાં વિચારો, લાગણીઓ, આ દુનિયાંને લગતાં તેનાં કામો, જે તેનાં આ બહારનાં દેખાતાં શરીર, મન અને જીગર મારફતે જાહેર થાય છે, તેને પોતાનાં ઉપયોગમાં લે છે, અને તેઓની મારફતે જગતને લગતું જ્ઞાન અને અનુભવ મેળવી પોતાનો વધારો તથા ખિલવણી કરે છે. ભકિતની મારફતે રવાન અને આત્માંનાં ઉપયોગમાં આવતાં આ હથિયારોની સ્વચ્છતામાં સુધારો થઈ તેઓનાં જોરમાં વધારો થાય છે, અને માણસાઇ જીંદગીની ઉત્તમ પંકિત લાવવામાં તથા કુદરતના બનાવનાર સાથે માણસના જીવનો સંબંધ જોડી આપવામાં ભકિત એક અગત્યનું કામ બજાવે છે.

જેમ એક ગવૈયો વાજીંત્ર વજાડતી વેળા આંખ, કાન, ગળું અને હાથોને ઉપયોગમાં લે છે, અને તે વેળા આ સર્વે અવયવો એક મત અને વિચારનાં થઇ ગવૈયાની મરજી માફક ગાવા અને વજાડવાનાં કામમાં પોતાનો ભાગ આપે છે, સૂરો ગોઠવી જે જાતનો જોઇએ તેવો સૂરીલો આવાજ કાઢવામાં કાંન અને ગળું મદદ કરે છે, અને આંખ તથા હાથો, ગવૈયાની મરજી માફકનાં જોઈતાં ચોકકસ ગાયણનાં સૂરો વાજીંત્ર વજાડી, બહાર પ્રગટ કરવામાં મદદ કરે છે; તેમ એક ખરો ભક્ત ખુદા તરફના પ્યાર અને ભક્તિભાવથી પોતાનાં મનનાં વિચારો અને લાગણીઓને ભકિતમાં લીન કરી પોતાની મરજીનાં બળથી તેઓને ખુદા અથવા કુદરત તરફ ખેંચે છે, જેથી તેના વિચારો અને લાગણીઓ તેની ઇચ્છા શકિતને તાબે થઇ તેની સાથે એક મતનાં હમસાજ થાય છે. એવી રીતે ભલાઈ-માં ઘડાયલું અને તાબામાં રહેતું મન તથા લાગણીઓ ભકતનાં શરીરની ઇંદ્રીઓ ઉપર કાબુ ચલાવે છે, જેથી તેનાં કામોની મલિનતા ધીરે ધીરે દૂર થતી જાય છે. હાલની વિદ્યા કબુલ કરે છે કે માણસ જંગલી અવસ્થામાંથી ધીમે ધીમે વખતનાં વહેવા સાથે આગલ વધે છે, અને તેની જીંદગીમાં વૃધ્ધિનો કાયદો કાર્ય કરે છે, જેની સાબેતી એક સુધરેલાં માણસનાં આચાર વિચારો, તેની રીતિઓ અને શકિતઓમાં જંગલી

માણુસ કરતાં જે મોટો તફાવત જણાય છે તે દેખાડે છે. તેવી રીતે ભકત પણ આ વૃધ્ધિનાં કાયદાને ઉપયોગમાં લે છે, અને ભકિતનું બળ વધારવાને અને ઉંચા પ્રકારની ભકિતનું મનન ચાલુ રાખવાને તેને લગતી કેળવણીથી પોતાના જીવને લગતી શકિતઓને ખિલવે છે. ખુદા તરફનો ભકિતભાવ અને પ્યાર માણુસની વૃધ્ધિમાં અટકાવ લાવી તેને હરકત કરનારો નથી, પણ ઉલટું માણુસને સારા માર્ગ ઉપર જવાને ટેકો આપે છે, જેથી તેની વૃધ્ધિમાં વધુ જલદી વધારો થાય છે. ભકિતનો અનુભવ માણુસનાં ભાન સાથે સંબંધ રાખે છે, માટે તર્કશાસ્ત્રને આધારે વાદ વિવાદ, તકરાર, દલીલોથી તેને લગતા અનુભવનું જ્ઞાન પુરવાર કરી શકાતું નથી; તે માટે માણુસે પોતે વિવેકી થઇ, નીતિને માર્ગે ચાલી, જાતે ભકિત કરી અનુભવ લેવાનો હોય છે, જેથી સાધારણ માણુસ થોડો વખત બંદગી કરી શકે છે, પણ જેઓ ખરા ભકતો તરીકે દૂનિયાંમાં મશહુર થયા છે, તેઓ ઉંચા પ્રકારની ભકિત કરી શકે છે અને ભકિતને લગતો જૂદા જૂદા પ્રકારનો અનુભવ મેળવે છે. તેઓ માત્ર ધર્મોને લગતી બહારની ક્રિયાઓ અને ભણતરો પઢવામાં સંતોષ લેતા નથી, પણ ધર્મોનાં સિધ્ધાંતોમાં સમાયેલી ફિલસુફી, તેનો ભેદ, જીંદગી સાથે તેનો સંબંધ, મહાન પુરૂષોનાં બોધોમાં સમાયેલાં ગુપ્ત રહસ્યનો મર્મ સમજીને તેઓ એ સઘળાંને જીંદગીમાં ખપમાં લેવાની કોષેશ કરે છે; કુદરતનાં કાયદાઓનો અભ્યાસ કરી, માણસ અને કુદરતનાં ધણી સાથે શુ સંબંધ રહેલો છે તે પિછાંણી, ભલા નિયમોને ગ્રહણ કરે છે. દૂનિયાંનાં વસવાટ દરમ્યાન તેઓની એક ઇચ્છિા માત્ર ખુદા સાથે પોતાનાં જીવનો સંયોગ જોડવાની અને કુલ કુદરત સાથે સમાધાની મેળવવાની હોય છે. જરથોસ્તી ધર્મમાં એ માટેની સાહદત જળવાઈ રહી છે. અને અષો જરથુસ્ત્ર એબાદતનાં બળથી અહુરમજદનાં સંબંધમાં આવી, કુદરતનેં લગતું, વિદ્યા હુન્નરનાં સબંધનું અને ધર્મને લગતું જાહેર અને બાતેન જ્ઞાન ખરી ભકિતનાં પ્રતાપે શુધ્ધ અને સ્વચ્છ જીંદગીનાં બળથી મેળવી શકયા હતા; જેનો લાભ, તેઓએ ત્યાર પછી માણુસ જાતનાં સંબંધમાં આવી, દીન આશ્કારા કરી, બદીને દૂર કરવામાં, અનેક જાતની વિદ્યાઓ અને જ્ઞાનનો ફેલાવો કરવામાં આપ્યો હતો. તેમની ઉંચી ભકિત અને ખુદા પ્રત્યેનાં મનન તથા પ્યારનો આ બદલો હતો. સાધારણ આદમી એ જાતની ઉંચા પ્રકારની ભકિતનું બળ એકદમ પોતાનામાં પ્રગટ કરી શકતો નથી, તેથી શરૂઆતમાં બંદગીનાં ભણતરો અને ક્રિયાઓ તરફ ધ્યાંન પુગાડવાથી

તેનાં જીવમાં વિશ્વાસ, પ્યાર અને ભક્તિભાવનું તત્વ થોડું વધે છે, જે ઉંચ ભક્તિનાં માર્ગ ઉપર ચાલવાને વાસ્તેનું શરૂઆતનું પગથિયું ગણાય છે.

શરૂઆતમાં બંદગી અને ધર્મની ક્રિયાઓ તરફ માણસને ધ્યાન આપવાની અગત્ય પડે છે, કારણ કે આખો દહાડો માણસની જીંદગી દુનિયાના કામકાજોમાં લપટાયલી રહે છે, જે તેનામાં આ દુનિયાને લગતી બાબદોનું અને શરીરનું ભાન લાવે છે. તેથી માણસ પોતાનું મૂળ કયાં છે, અને શરીર શા માટે તેને આપવામાં આવ્યું છે, તેને લગતું ખરૂ ભાન મેળવી શકતો નથી. એ કારણને સારૂ ઉંચી ભક્તિ અને મનન-થી ખુદાને પિછાણે તે અગાઉ, માણસે શરૂઆતમાં બંદગી અને ધમ ક્રિયાના તબકકાઓ ઉપર ધ્યાન આપ્યાથી થોડા વખતને માટે પણ માણસની લાગણીઓ અને વિચારો, સંસારને લગતી જંજાલો અને મોજ મઝાહોમાંથી અલગ થઈ જાય છે; અને બંદગી તેના વિચારોને તથા તરેહવાર જાતની લાગણીઓના પ્રવાહને એક કરી આ જગતના બનાવ-નાર તરફ ખેંચે છે, જેથી માણસ જીંદગીના ભલા માર્ગ ઉપર ઓસ્તવાર રહી શકે છે.

## બંદગીના સ્થળો.

બંદગી કરવાને સારૂ પુરાણા કાળથી દેવળો, મંદીરો, આતશ-કદેહો અને એવી જાતના પવિત્ર સ્થળો બનાવવામાં આવે છે, તેનું કારણ એ છે કે એ જાતના સ્થળો સાથે પવિત્રાઈના, ભલાઈના અને ખુદાને લગતા વિચારો જોડાયલા રહે છે, તેથી ત્યાંનું વાતાવરણ એ જાતના વિચારો અને લાગણીઓથી ભરપુર થાય છે; અને ત્યાં જઈ ભક્તિભાવ અને ખરા પ્યારથી જ્યારે માણસ બંદગી કરે છે ત્યારે આ પવિત્ર સ્થળોનું વાતાવરણ વધુ શુધ્ધ થાય છે, અને ભક્તિના, પ્યારના અને અશોઇને લગતા વિચારો વાતાવરણમાં વધારે પ્રમાણમાં ફેલાય છે. માન અને પ્યારની લાગણીથી આ સ્થળોની મુલાકાતે જનારાં તથા બંદગી કરનારાં લોકો ઉપર, ઉમદા વિચારો અને ખુદા તરફના પ્યારની લાગણીઓથી બનેલું વાતાવરણ અસર કરે છે, જેથી બંદગી કર્યા પછી તેઓના જીવ-માં શાન્તી અને આનંદ લાગે છે. શાન્તી લાગવાનું કારણ એ છે કે આ સ્થળોની મુલાકાત શરીરને લગતી અને દુનિયા માટેની તરેહવાર બાબદોમાંથી

માણુસના મનને દૂર કરી, તેના જીગરની લાગણીઓના વેગને કુદરત તરફ ખેંચે છે, જેથી મનના વિચારોને શુધ્ધ કરવાની બંદગીથી થોડી તક મળે છે, જે ભિત્તરની શાન્તી પેદા કરે છે,

દુનિયાંમાં જીંદગી ગુજારતી વેળા માણુસને મોતનો ખ્યાલ રાખવો પડે છે, કારણ કે માણુસ અનુભવથી જાણે છે કે આ બહારનું શરીર મોડે વહેલે નાશ થવાને પાત્ર છે, તેથી તે હંમેશને માટે આ દૂનિયાંમાં જીવી શકતો નથી. એ કારણને સારૂ ખરા ભક્તો પોતાના જીવને બંદગીથી ખુદા તરફ દોરવે છે; દરેક રીતે જીંદગીને શુદ્ધ કરી આખી કુદરત સાથે પ્યારથી તેને સમાધાનીમાં લાવે છે; પોતાના જીવ અથવા રવાનની મંદ પડેલી શક્તિઓને ખીલવીને કુદરતનાં બનાવનારને પિછાણવાની કોષેશ કરે છે; દૂનિયાંની મોહ પમાડનારી અનેક જાતની જાળોમાં પોતાનાં જીવને લપેટી ફસી પડતા નથી; ડહાપણ, જ્ઞાન અને સારી સંગતથી પોતાનો ચાલુ સુધારો કરતા રહે છે; દ્રઢ મરજીથી પુર ભાન સાથે જીંદગીનો સારો માર્ગ અખત્યાર કરે છે; અને કુદરતની પેદાયશ તરફ પ્યાર તથા બીજાંનું ભલું કરવું એ તેઓનો ધર્મ થઈ પડે છે. શરીર, મન અને લાગણીઓ તેના જીવ અથવા રવાનને આગળ વધારવાને અને જીંદગીનો સુધારો કરવાને માટે આપવામાં આવ્યાં છે એમ સમજી, ભકતજણ જીંદગીને ઉંચા પ્રકારની બનાવવાને, જગતની સેવા કરવાને અને ભલાઈનાં માર્ગ ઉપર જવાને તલપે છે. શા માટે એક ખરો ભકત જીંદગીની ઉપર કાબુ રાખવાને અને બદીથી દૂર રહેવાને ઇચ્છે છે? કારણ કે તેના પ્યારનું મધ્યબિંદુ ખુદા છે, અને આખી કુદરતમાં તે સાહેબ વ્યાપીને રહેલો છે અથવા તેની હાજરી કુદરતની પેદાયશનાં ભિત્તરમાં સમાયલી હોય છે, તેથી તે સર્વે ચીજો તરફ માનની નજરે જોતાં શીખે છે. દરેક જાતની જીંદગીનાં મૂળને તે ખુદા સાથે જોડે છે, તેથી ગમે એવા હલકા આકારમાં પણ જ્યારે તે જીંદગીને કામ કરતાં જુએ છે, ત્યારે આકારની હલકી ઉંચી કિંમત, તેનું કુળ, તેની ઇજત, તેની શોભા, તેનો ઉપયોગ, તેનો દરજ્જો, એ સર્વે માટે તે બહુ લક્ષ આપતો નથી, પણ તે આકારમાં જે જીંદગી સમાયલી છે, તે મિનોઇ છે, અને ખુદા તરફથી બક્ષવામાં આવી છે, કે જે ખુદાને તે સર્વેથી જયાદા ચાહે છે, તેટલા માટે જીંદગી ધરાવતા દરેક આકાર તરફ માન અને ચાહની લાગણી દેખાડે છે. ઇતિહાસમાં એ જાતનો ચાહ, મહાપુરૂષો કુદરતની

પેદાયશ તરફ દેખાડતા હતા, તેના અનેક દાખલાઓ નોંધાયલા માલમ પડે છે.

## લૉર્ડ ક્રાઇસ્ટ અને બદકાર ઓરત.

એક વેળા ક્રાઇસ્ત સાહેબ લોકોને ધર્મનું શિક્ષણ આપતા હતા, ત્યારે એક અબળા જે ન ઇચ્છિવા જોગ હલકા પ્રકારની જીંદગી ગુજારતી હતી, તેણી લોકોનાં ટોલાંમાંથી આગલ ધસી આવી ક્રાઇસ્ટ સાહેબનાં ઝભાને અડકી અને તેવનનાં પગનો સ્પર્શ કર્યો. આ વખતે લોકોએ તેણીને ધિક્કારનાં શબ્દોથી દૂર થઇ જવા કહ્યું, પણ ક્રાઇસ્તિ સાહેએ તેણીની તરફ દયા દેખાડી અને જણાવ્યું કે લોકોનાં ટોળાંમાંથી કોઇ પણ એક માણુસ એવું હોય કે જેણે જીંદગી દરમ્યાન કાંઇ પણ પાપ અથવા ભૂલો કરી ન હોય તેવાં માણુસે સર્વેથી પહેલાં તેણીને એક પથ્થર તાંકીને મારવો. કોઇ પણ આદમી ટોળાંમાં એવું ન હતું જે કસુર વગરનું અને ખામી રહીત હોય, અને તેણી તરફ પથ્થર ઉગામી શકે. ત્યાર પછી ક્રાઇસ્તે તેણી શું ઇચ્છતી હતી તે માટે પૂછ્યું, અને તેણીએ પોતાનું શરીરને લગતું દુઃખ સારૂ કરવાને જણાવ્યું. એ ઉપરથી ક્રાઇસ્તે જણાવ્યું કે તારો વિશ્વાસ અને ખુદા તરફના ચાહથી તુંને સારૂ થશે, અને જો તું જીંદગીનો સારો માર્ગ અખત્યાર કરશે તો તારાં દુઃખમાં તુને રાહત મળશે. આ મહાન પુરૂષના બોધ અને થોડી પળોના તેના સંબંધે તે નારની જીંદગીમાં ચમત્કારીક અસર પેદા કીધી, અને તે દહાડેથી તેણીએ જીંદગીનો ભલો માર્ગ કબુલ રાખી તે પ્રમાણે વર્તવાનું ચાલું કર્યું.

આ ધડો લોકોને જીંદગીની મોતેબરી, તેની પવિત્રાઇ અને નિર્મલતાનો ખ્યાલ આપે છે, અને જીંદગી જે અગણીત આકારો મારફતે જાહેર થાય છે તે ચહાવા લાયક હોય છે એવું દેખાડે છે, ખરો ભકત જીંદગી માત્ર ખુદાને અર્પણ કરે છે, તેના પ્યારને ખાતર દૂનિયાંમાં જીવન ગુજારે છે, અને તેની પેદાયશને આગળ વધારવાને માટે મહેનત કરે છે.

## સ્પેન્તેમેન્યુશ અને અંધરેમેન્યુશ.

અશો જરથુસ્ત્રની જીંદગીમાં ખુદા વાસ્તેનો ઉત્તમ પ્યાર જાહેર થાય છે, અને તે મહાજ્ઞાની સાહેબની જીંદગીની નેમો ખુલ્લા આકારમાં તેવનની જીંદગીનાં બનાવોમાં જણાય છે. જરથોસ્તી ધર્મમાં ભલી અને બૂરી શકિતઓ માટે વિવેચન કરવામાં આવ્યું છે, અને જગતની અંદર હંમેશાં

ભલાઇ તથા બૂરાઇનું તત્વ ચાલુ રહે છે, અને આ બેઉ જાતનાં સારાં તથા માઠાં ખેંચાણો વચ્ચે મનુષ્યની જીંદગી તેની ઇચ્છા શકિત ઉપર દુનિયાંમાં મૂકવામાં આવી છે. આ બે ખેંચાણો એક એકથી ઉલટા ગુણો અને શકિતઓ ધરાવે છે, અને જરથોસ્તી ધર્મમાં તેઓને સ્પેન્તમેન્યુશ તથા અંધરેમૈન્યુશ એવાં નામો આપવામાં આવ્યાં છે. અશો જરથુસ્ત્ર જયારે ધર્મ ફેલાવાનો વિચાર કરતા હતા અને જે જ્ઞાન તેવને મેળવ્યું હતું તે દુનિયાંનાં ઉપયોગને માટે જાહેર કરવાનો ઇરાદો રાખતા હતા, ત્યારે બૂરાઇનાં સરદારે એવનની મનની નજર આગળ જાહેર થઈ ઘણી લાલચો દેખાડી, અને જણાવ્યું કે જો આ ભલાઇનો માર્ગ છોડી દઈ ધર્મ ફેલાવવાનું કામ ન કરે તો આખી દુનિયાનું રાજપાટ અને ગમે તેવું આ દુનિયાંને લગતું સુખ બક્ષવાને તે રાજી હતો. પણ મહા પુરૂષ જરથુસ્ત્રએ જવાબ આપ્યો કે, "મારા તનનાં ટુકડા કરવામાં આવે યા મને દુનિયાંની જાહોજલાલી અને રાજય આપવામાં આવે તો પણ હું ભલો માર્ગ છોડીશ નહિ, ખુદાનાં પ્યાર માટે મારી આખી જીંદગી માત્ર તેનેજ અર્પણ કરીશ, અને જગતનાં ભલાંને માટે દીન જાહેર કરી તેને લગતું જ્ઞાન આપવાને મારેથી બની શકશે તેટલું કરીશ." તેવનનો આ મક્કમ ઠરાવ, ખુદા વાસ્તેનો પ્યાર, તેની ઉપરનો વિશ્વાસ અને જીંદગીની મોતેબરી તથા તેની ઉત્તમતા, જગતને આગળ વધારવામાં, તેની સેવા કરવામાં અને મનુષ્ય જાતને ભલાઇનાં માર્ગ ઉપર લઈ જવામાં સમાયલી છે, એવું દેખાડે છે. એ વખતે તેવણે બંદગી કરી અનેક જાતની લાલચોની સામે થવાને વાસ્તે ખુદા પાસે જોર માગ્યું, અને હંમેશને માટે બૂરો માર્ગ છોડવાની ખાહેશ જણાવી. તેવનની ભલી અને નેક ઇચ્છાઓ પાર પડી, દરેક બદી સામે તેવન બળતવારીથી લડયા, મનુષ્ય જીંદગીનાં દુઃખો ઓછાં કરવા માટે ધર્મનું જ્ઞાન આપ્યું, નીતિનાં માર્ગની વખાણ કરી જીંદગી દરમ્યાન તે ઉપર ધ્યાંન આપવાનું ફરમાન આપ્યું, અને સેવટે જણાવ્યું કે જીંદગીનો આનંદ અને તેની ઉંચી નેમ ખુદામાં એક થવાને, તેની સાથે સંબંધમાં આવવાને અને તેની પેદાયશને આગળ વધારવામાં સમાયલો છે.

There are always burning winds to pass over the soul of man and dry it up. Prayer is the dew which refreshes it.

LAMENNAIS.

## મંત્ર વિદ્યા.

હાલની વિદ્યા આવાજમાં રહેલી છૂપી શક્તિને કબુલ રાખે છે, અને અખતરા કરી આવાજમાં સમાયલી નાશ કરવાની તથા આકારો ઉત્પન્ન કરવાની શક્તિ માટે ખાતરી કરવામાં આવી છે. વિદ્યાશાસ્ત્રિઓ જણાવે છે કે એક લશ્કરની મોટી ટુકડી કુચ કરતી ઢપે જો એક પૂલ ઉપરથી પસાર થાય છે તો ગમે તેવો મોટો જબરદસ્ત પૂલ તુટી જાય છે, કારણ કે તેઓનાં પગલાંનો આવાજ જે જાતની ધ્વનીઓ અથવા આંદોલનો ઉત્પન્ન કરે છે, તેનામાં તોડવાની અથવા નાશ કરવાની શક્તિ રહેલી છે એવું સાબેત થાય છે. ગાયનનાં આવાજમાં આકારો બનાવવાની શક્તિ સમાયલી છે તે માટે તેઓએ બારીક રચકણો પાંથરી વાજીંત્રોના આવાજથી તેમાં બનતા આકારોની આકૃતિઓનું અવલોકન કર્યું છે. ધર્મ તથા ફિલસુફી, આવાજમાં બચાવ કરવાની અને રક્ષણ આપવાની શક્તિ રહેલી છે, એવું જણાવે છે. જરથોસ્તી ધર્મમાં આવાજ કાઢી યા બોલીને ભણતરો મારફતે દુઃખો દૂર કરવાની રવા સાહેદ મળે છે. અરદીબેહેસ્ત યસ્તમાં પાંચ જૂદી જૂદી જાતોનાં તબીબો અથવા વૈદોનું વર્ણન કર્યું છે. તેઓનાં નામો નીચે પ્રમાણે છે:—અશોઇ યા તંદુરસ્તી આપનાર, દીનસાફથી સાજું કરનાર, વાહા:કાપથી સાજું કરનાર, છાલાપાલાનાં ઓષધથી દુઃખ મટાડનાર, અને માથ્રવાની ભણીને સાજું કરનારા વૈદો હોય છે. બધા વૈદોમાં સર્વથી ચઢતો માથ્રવાની ભણીને સાજું કરનારને ગણેલો છે; જે ઉપરથી માલમ પડે છે કે પવિત્ર ભણતરોમાં બચાવ કરવાની, રાહત આપવાની અને દુઃખોની વેળા રક્ષણ કરવાની શક્તિ રહેલી છે.

## ટેલીપથી.

વિચારોની અસર એક બીજાં ઉપર થાય છે, અને નજરે દેખાય એવાં સાધનો વગર દૂરનાં સ્થળોએ પણ એક બીજાંનાં વિચારો ચોક્કસ જાતનાં સંજોગો વચ્ચે જાણી શકાય છે, તથા શુદ્ધ, ચંચળ અને જોરાવર મનમાંથી પેદા થતા વિચારો, નબળાં મનમાંથી પેદા થતા વિચારો ઉપર કાબુ ધરાવી શકે છે, એવું હાલની વિદ્યા જાહેર કરે છે. સારી અથવા બૂરી લાગણીઓની અસર મનુષ્યનાં શરીરનાં જ્ઞાન તંતુઓ ઉપર, તેનાં મન ઉપર અને હૃદય ઉપર પોતાનું બળ દેખાડે છે, તથા લાગણીઓ શરીર, મન અને હૃદયની હાલતમાં સારો અથવા માઠો ફેરફાર લાવે છે.

જીદગીમા મનના વિચારોમા અને લાગણીઓ ઉપર અસર લાવવાની શકિત સમાયલી હોવાથી પવિત્ર શબ્દોમાં જોડાયલાં ભણતરો કુદરતનાં કાયદા મુજબ જીદગી ઉપર અસર કરે છે.

Virtue and Hope and Love like light and heaven surround the world SHELLEY

શરીર, મન અને લાગણીઓની ત્રગડીમા જીદગી અથવા ભકિતનો ઝળકાટ એક સુંદર તારા માફક મનુષ્યના જીગરમા દીપે છે [ જેનો ઝાંખો ખ્યાલ, આ પુસ્તકના કવર ઉપરની આકૃતિ આપે છે ] જીદગીનો પ્રકાશ મનુષ્ય જીદગીને સદ્દગુણી કરે છે, તેનાં કિરણો જીદગીમા આશાની રોશની ફેંકે છે, અને જેવી રીતે દુનિયાની ચોતરફ આકાશ વિટલાયનુ છે, તેવી રીતે જીદગીનો પ્રવાહ ખુદા પ્રત્યેના પ્યાર અથવા સ્નેહમાં માણસની જીદગીને લપેટે છે.



# વૈરાગ

[સ્થાપ્યું સને ૧૯૦૦]

જરથોસ્તીઓ માટે ધર્મ તથા સંસારને લગતું એકલું માસિક ચોપાન્યું.

આ ચોપાન્યું વેદાંત, સુફીઝમ, થીઓસોફી, આત્મજ્ઞાન, આજની વિદ્યા, અને પશ્ચિમની ફીલસુફીની મદદથી જરથોશ્તી ધર્મ ઉપર રોશની ફેલાવે છે.

**તે ઉપરાંત**

સઘળી વૃદ્ધિઆત્મક (Progressive) હીલચાલો જેવી કે સાઇકોલોજી, મેસ્મેરીઝમ, અન્ટી વેક્સીનેશન, એન્ટી-વીવીસેકશન, જીવદયા, વેજીટેરીયનીઝમ, વગેરેની હિમાયત કરે છે.

**કોઇ પણ પક્ષના**

નકામાના આચાર વિચારોથી હદ બાંધવાને બદલે જરથોસ્તી ધર્મની આ નેમ ધ્યાનમાં રાખી

**તેનો વિસ્તાર વિશાળ અને બહોળો રાખવામાં આવ્યો છે.**

એવા સંતોષના ઉદ્ગારો નિરંતર આવતા રહે છે

**લવાજમ—વર્ષના રૂ ૩, હિંદી પોસ્ટેજ સાથે : દર્યો માર્ગે રૂ ૪ : આંગ ઉપર લેવામાં આવે છે.**

**ઓફીસ—વાઘરેચ, બીલીમોરા પોસ્ટ.**